

## બીજી આવૃત્તિનું નિવેદન

'બહારવટીયા'ના વૃત્તાંતો પર તરેહ તરેહના તર્કો થઈ રહેલા છે અને પૂછવામાં આવે છે કે શું લોકોને બહારવટે ચડાવવા છે? પુસ્તકની સચોટ અસર વિષે પણ ભાતભાતના કારણો કલ્પાય છે કોઈ કહે છે કે એના વાચન દ્વારા કતલ અને બદલો લેવાની લાલસાઓ તૃપ્ત થાય છે તેથી જ યુવકો એના પર આફ્રિન છે! કોઈ કહે છે કે એમાં અંગ્રેજ અધિકારીઓની દુર્દશાના જે ચિત્રો આવે છે તે નિહાળવામાં પ્રજાનો અંગ્રેજી રાજ પ્રતિનો સ્વાભાવિક અણગમો સંતોષાય છે તે માટે પ્રજા પ્રેમથી વાંચે છે! વગેરે વગેરે આવી કોઈ કલ્પનાના ઘોડા છૂટા ન મૂકવા સહુને મારી વિનતિ છે કેમ કે હજુ તો અઢી ત્રણ ગણો ઇતિહાસ બાકી છે અને મારો સવિસ્તર પ્રવેશક હજુ પાછળ છે. મારો હેતુ રાજદ્વારી નથી, ઐતિહાસિક છે હું તો રાજસત્તા જેને કેવળ "હરામખોરો" શબ્દથી પતાવે છે અને બીજી બાજુથી અમુક વર્ગ જેને દેવ તુલ્ય બનાવે છે તે મહીઆવાડી બહારવટીયા વિષેનો વિવેકપૂર્વકનો વિચાર કરવાની સામગ્રી પૂરી પાડી રહ્યો છું હું તો બહારવટીયાની વીરતા સામે અંગ્રેજોની જવાંમર્દી પણ આલેખી રહ્યો છું પરંતુ, કીનકેઇડ સાહેબ જેવા અનુભવી અને ઇતિહાસ-રસિક સીવીલીયનને પણ પોતાના અમલદારી દૃષ્ટિબિન્દુને વશ બની

જેમ 'Outlaws of Kathiawar' નામના પુસ્તકમાં કાઠિઆવાડી બહારવટીયાનું જે હાસ્યજનક, ઉપરછલ્લું અને પામર ચિત્ર આલેખ્યું છે, તે તથા તેનાં જેવાં અન્ય એકપક્ષી ચિત્રોની પ્રામાણિકતા જૂઠી પાડવાની પણ હું જરૂર સમજતો છું. વળી મારો આશય તો માત્ર બહારવટીયાનો જ નહિ, પણ એ પ્રત્યેકની આસપાસ ગુંથાયેલા લોક-જીવનનો ઇતિહાસ પણ અજવાળે આણવાનો છે. વિશેષ તો મારો ભવિષ્યનો પ્રવેશક બોલશે. અને હજુ તો જોગીદાસ, જેસો વેજો રામ વાળો, જોધો માણેક વગેરે જોગી જેવા બહારવટીયા બાકી છે.

પ્રથમાવૃત્તિમાં અધુરી રહી ગયેલી એક ફરજ બજાવી લઉં : આ વાતોનાં સંશોધનમાં બાબા જાતના કુટુંબી ભાઇશ્રી રાણા આલા મહેડે મને સારી મદદ કરી છે. એ બહાદુર ભાઇએ કાઠિઆવાડ એજન્સી પોલીસમાં બહારવટીયાનો પીછો લેનાર બાહોશ અધિકારી તરીકેની ઉંચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. અત્યારે એ ભાઇ જામનગર રાજ્યમાં ફોજદાર છે. જૂના કાળની મર્દાનગીનો, પડછંદ દેખાવડી શારીરિક સંપત્તિનો, અને નેકીનો એ જોવા જેવો નમૂનો છે. એનો હું આભારી છું. બીજા મદદગાર તો બરવાળા ગામના રહેવાશી ભાઇશ્રી વાલજી ઠક્કર છે. એમની ઝીણી દૃષ્ટિ, અને ધીરી ચાવળી વાણીમાં વિવેકમય આબાદ વર્ણન કરવાની એની શૈલી મને ઘણી ગમી છે. તે ઉપરાંત ભાઇશ્રી ગગુભાઇની હેતભરી અને કીંમતી સહાય તો અવારનવાર મળતી જ રહે છે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર :
રાણપુર : તા. ૨૪ : ૧ : ૨૮

સંપાદક

# નિવેદન.

પાંચ જ બહારવટીયાનાં આ વૃત્તાંતો છે. પાછળ એવા, ને એથી ચડીયાતા બીજા પંદર આવ્યા આવે છે. પાઠક આટલી વિગતોને સારી પેઠે પચાવી લ્યે; ત્યાં સમગ્ર બહારવટા–યુગની મીમાંસા કરતો એક પ્રવેશક-પણ રજુ થઇ જશે.

'રસધારમાં' જોગીદાસ ખુમાણ, સંઘજી કાવેઠીયો, અભો મોરડીયો, હીપો ખુમાણ, વરજાંગ ધાધલ વગેરે : અને રા. રા. રાયચૂરા તરફથી ભીમો જત, ગીગલો મહીયો વગેરે : એમ છુટક છુટક બહારવટીયા આલેખાતા આ છે. પરંતુ આમાં તો સાંગોપાંગ સંઅલની દૃષ્ટિ છે. તમામ બહારવટીયાની–અને એ પણ તેઓની કાળી ઉજળી બન્ને બાજુની, મળી શકે તેટલા તમામ ઘટના–પ્રસંગોની. માત્ર પ્રશસ્તિની જ નહિ પણ સાથોસાથ નિંદ્ય ચરિત્રદોષોની પણ રજૂઆત કરવાનો આશય છે. માટે જ 'રસધાર'ની રંગખીલાવટ 'બહારવટીયા'માં મર્યાદિત દેખાશે.

ભવિષ્યના કોઇ ઇતિહાસકારકને માટે આ એક માર્ગદર્શન સ્થાય છે. રાજસત્તાઓનાં દફતરોમાં ફક્ત એકપક્ષી–ને તે પણ નજીવો જ ઇતિહાસ છે. લોકકંઠની પરંપરામાં બહુરંગી ને છલોછલ ઇતિહાસ છે. પ્રજા માર ખાતી, લૂંટાતી, પીડાતી, છતાં લૂંટારાઓની જવાંમર્દી ન વિસરતી. એ હત્યારાઓની નેકી પર આફ્રિન હતી. બહારવટીયાની કતલ એને મન સ્વાભાવિક હતી, પણ એ કતલના હાર્દમાં રહેલી વિલક્ષણ ધર્મનીતિ એની દૃષ્ટિમાં જરુ આંજતી. માટે પ્રજાએ એ મહત્તાની ચિરંજીવી સુખનોંધ રાખી લીધી.

ને છતાં, એ કંઠસ્થ હકીકતોની ઐતિહાસિકતાને પણ મર્યાદા છે ખરી. એ લોકમુખની કથાઓ જુદી પણ છે. દૃષ્ટાંત દાખલ જતની માશૂક નન્નુડીનુ અસ્તિત્વ ભા. શ્રી. રાયચુરાનું કલ્પિત

છો, પણ વિશ્વાસપાત્ર લોકોક્ત છે, તેમ તે પાત્રનો મને ગમેલો મર્મ પણ વિશ્વાસપાત્ર લોકોક્ત જ છે. એનું બીજા ઘણાનું સમર્થન ઉપરાંત વીરપૂજક પ્રજાએ અનિષ્ટ વાતોને ઓછી મચરી હશે એમ પણ દીસે છે. સત્યાસત્ય નક્કી કરવા આજે સાધન પણ નથી રહ્યાં. એથી એની ઐતિહાસિકતા ઓછી પણ આ બધું પ્રગટ કરવાથી અસત્ય હશે તે આપોઆપ લોકો જ આંગળી ચીંધાડીને બતાવી દેશે. ઇતિહાસની છણાવટ થશે.

અને ઐતિહાસિકતા ઓછી ને લોકોની કલ્પના ખાસ હોય, તો એ બતાવે છે કે લોકોની કલ્પના કેવા આદર્શોને વહન કરતી હતી. લોકો પવિત્રતાના પૂજક હતા એ લોક-આદર્શ લગભગ તમામ બહારવટીયાની વાર્તામાં સ્પષ્ટ ભાખે છે કે જ્યારે જ્યારે બહારવટીયો નેકને માર્ગેથી લપસ્યો છે ત્યારે ત્યારે જ એનો નાશ હાથ થયો. જ દેવતાઓની ગેબી સહાયની માન્યતા પણ એ જ કથા કહે છે.

આટલું સ્મરણમાં રાખીએ કે બહારવટાનો ખરો યુગ અઢારમી સદીના અન્ત સમયથી આરંભાયો, આખી ઓગણીસમી સદી ઉપર પથરાઈ રહ્યો, ને વીસમી સદીની પહેલી વીસીમાં જ ખલાસ થઈ ગયો. એનો છેલ્લો પ્રતિનિધિ રામ વાળો હતો તે પણ રહી છે. ફક્ત ચોરી ને લૂંટફાટ કોઇ એને બહારવટું ન કહેજો. એ નર્યા ચોરડાકુઓને આ સંગ્રહમાં સ્થાન નથી. બહારવટા-નીતિનો છેલ્લો ને ઓલવાતા દીવાની ઉજ્જ્વલ જ્યોત સરખો નેકીદાર પુરોહિત રામ વાળો જ આ સંગ્રહનો શોભા-સ્થંભ બનશે.

ભાઇ શ્રી રાવળે આલેખેલાં આ પુસ્તકનાં શોભા-ચિત્રો કેવળ બહારવટીયાની તસ્વીરો નથી પણ પ્રત્યેકના ચરિત્રમાંથી ઊઠતા પ્રધાન ધ્વનિના ઘોતક કલ્પના-ચિત્રો જ છે. એના બે ચિત્રો બન્ને બાલમિત્રના તંત્રીજીનો ઋણી છું.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
૧૮ ૧૧ '૨૭

સં.

# સાકળિયું

# ભીમો જત

નાથાણીનો નર છે વંકો
રે ભીમા તારો દેશમાં ડંકો!

ભાદરને કાંઠે ભીમડો જાગ્યો, જતડાની લાગી ખાંત
રાત પડયે ભીમા રીડીયા રે, ગામોગામ ગોકીરા થાય
—નાથાણીનો૦

ઓળક ગામમાં ઉતારો કીધો, બરડે બજારૂં થાય
ઉપલેટા ગામના બામણ જમાડ્યા, ગોંડળ થર! થર! થાય
—નાથાણીનો૦

તરવારૂંનાં તારે તોરણ બંધાણાં, ને ભાલે પોંખાણો ભીમ
ઢોલ ત્રંબાળુ ધ્રુશકે વાગે, વારૂ ચડી છે હજાર
—નાથાણીનો૦

ઓચીંતી સંધીડે ગોળી મારી, ને ભાગ્યાની ગઈ ખોટ
*લાલબાઈ તને ધ્રુશકે રોવે, *ફુલબાઈ જોવે વાટ
—નાથાણીનો૦

---



# ભીમો જત

ગોંડળ તાલુકાના મેરવદર ગામની સીમમાં ભીમા નામનો એક જત પોતાના બાપદાદાની બે સાતી જમીન ખેડીને પેટગુજારો કરે છે. પોતાને બીજા ત્રણ ભાઈઓ છે. ઘેર બે દીકરીઓ ને એક દીકરો છે.

એક દિવસ આ ખેડુ ઉપર આ કુંભાજીની આંખ બદલી.

“ભીમા મલેક!” મેરવદરના ફોજદારે ધીરે ધીરે ડાગ દેવા શરૂ કર્યાં, “આ કુંભાજીએ મહિનો કહેવરાવ્યો છે.”

"શું ફરેવરાવ્યું છે સાહેબ?" ભીમા જતે સલામ કરીને પૂછ્યું.

"ફરેવરાવ્યું છે કે બે સાંતીની જમીન ખેડો છો તે છૂટી જશે."

"પણ કાંઇ વાંક ગુનો?"

"બહારવટીયાને તમે રોટલા આપો છો."

"ફોજદાર સાહેબ, અમે સુવાણે રોટલા નથી આપતા; આપવા પડે છે. કાલે ઉઠીને કાકાઓ મેરવદરને ફૂંકી મારશે; જાણો છો? અને એનાં સાંતી છોડાવે છે ત્યાં તમે આડા ભાર ઝીલવા નથી આવતા. વસ્તીને માથે એક કોરેથી બહારવટીયા આદુ વાવે ને બીજી કોરથી તમે."

ભીમા જતનો જવાબ ફોજદારે ગોંડળ પહોંચાડયો. એ વાંચીને બા કુંભાજીને રૂંવે રૂંવે ઝાળ લાગી. એક સો મકરાણીનું થાણું મેરવદર ગામના ટીંબા માથે મોકલાવી દીધું અને હુકમ લખ્યો કે "બહારવટીયાને આશરો દેવાના ગુન્હા બદલ ભીમા મલેકની મેરવદર ખાતેની બે સાંતી જમીન ખાલસા કરવામાં આવે છે."

સાંભળીને ભીમો ઘડીભર થંભી ગયો.

"અમારો ચાર ભાઇઓનો જુવાર બાજરીનો આછો જાડો જે રોટલો હતો, તે પડાવીને બા કુંભોજી ગોંડળના રાજમો'લમાં હવે દૂધ ચોખા શે દાવે જમશે?"

એટલું બોલીને એણે ચારે ગમ આંખો ફેરવી.

"અને ભીમા, મલેક!" ગામલોકોએ ભેળા થઇને પોકાર કર્યો,

મેરવદરને માથે સો મકરાણીનું થાણું બેઠું; ત્યારે એકને પાપે આખા ગામની બેડલી બૂડી!"

ભીમાના દિલમાં કારમો ઘા વાગી ગયો. ચારે ભાઈઓએ મળીને બહાર નીકળી જવાનું પરિયાણ કર્યું. પોતાના ઘરમાં નાથીબાઈ નામે જતાણી છે. જઈને પોતે એને પૂછ્યું "તારી શી મરજી છે જતાણી?"

"મરજી બીજી શી હોય?" જુવાન જતાણીએ છાતી કાઢીને જવાબ દીધો, "ભા કુંભાજીની હારે ભરી પીએં."

"અને તું?"

"હું મારા બાઈ પાસે બોગાટ ગામે જઈને આ છોકરાં મોટાં કરીશ."

"ગોંડળની ફોજ કનડશે તો?"

"તો મને યે હથિયાર વાપરતાં ક્યાં નથી આવડતાં?"

"ઠીક ત્યારે અલ્લાબેલી!"

"અલ્લાબેલી! અમારી ચિંતા મ કરજો. સાહેબ ધણી તમને ઝાઝા જશ દેવરાવે!"

ભીમો દેખાવે ભારી રૂડો જુવાન હતો. ગજાદાર તો એટલો બધો હતો કે હજાર માણસની મેદની વચ્ચે એની છાતી બધાથી ઉંચેરી દેખાય. માથું જાણે આભમાં રમતું, હતું. ભવાં જાડાં, આંખો કાળી, ચમકતી ને ઠરેલી; અને એ ગૌરવરણા ચહેરાને ફરતી

કાજળઘેરી દાઢી મૂછ એક વાર જોયા પછી કદી ન ભૂલાય તેવો મ્હોરો બતાવતી હતી. એવા જવાંમર્દ બાયડાને 'અલ્લાબેલી' કરતી નાથીબાઇ પણ જતની દીકરી હતી; એટલે રૂપ તો દગ્ગાબંધ પથરાણું હતું.

ચારે ભાઇઓએ સૂરજ આથમતા ટાણે ભાદરકાંઠે જઇને નમાજ પઢ્યા. ભાદર માતાનાં ભરપૂર વહેતાં નીરમાંથી ખોબો ખોબો ભરીને છેલ્લી વારનું પાણી પીધું. પોતાની બે સાંતીની સીમ હતી તેમાંથી ચપટી ચપટી માટી લઇને માથા ઉપર ચડાવી ભીમો બોલ્યો:

"માતાજી, તેં આજ સુધી અન્ન દીધાં ને ભાદર માતાએ પાણી આપ્યાં. એ અન્ન પાણીથી બંધાયેલી આ કાયા જો ઉપરથી ને ભીતરથી પાક રહી હોય, તો તો બારવટામાં ભેરે રહેજો, ને જો તમારૂં કપુ મરખું યે કૂડી કરણીમાં વપરાણું હોય તો અમારૂં ધનોતપનોત નીકળી જજો."

એમ નદીને અને ધરતીને પગે લાગીને ચારે ભાઇઓએ એક સાથે વેગડાની વાટ લીધી, અને જતોનાં ગામડાંમાંથી પોતાના જાતભાઇઓના જુવાનો ભેળા કરવા લાગ્યા. પચાસ ઘોડેસ્વાર અને બાર પેદલ સિપાઇ; ચાર ભાઇઓ પોતે: પણ છાસઠ પેટના ખાડા પૂરવા માટે અનાજ નહોતું. શું કરવું, તેના વિચાર ભીમાને મૂંઝવે છે. તેટલામાં એક સહાય મળી.

કુતિયાણા તાબાનું રેવદ્રા ગામ; અને એ ગામમાં તૈયબ સધી નામનો ગામેતી રહે. તૈયબ ગામેતીએ ભીમાને સમાચાર કહેરાવ્યા કે. "પ્રથમ આપણે બે પ જણા એક ગામતરૂ કરીએ. પછી મોટે બહારવટે નીકળીએ. માટે તું અહીં આવ,"

બાસઠ માણસની ફોજ સાથે ભીમો રોઘડે ગયો. સામે તૈયબ ગામેતીએ પણ એટલાં જ માણસો પોતાનાં લીધાં. બાદર કાંઠે બેસીને પસ્તિયાણ કર્યું. ભીમાએ વાત છેડી:

"તૈયબ ગામેતી! હું તો મારે માથે અધરમ ગુજર્યો છે એની સામે કકળતો નીકળ્યો છું. મારી લૂંટફાટમાં પણ હું ધરમને પગલે હાલવા માગું છું. પણ તમે ખાનદાન રે'જો, એટલું કહી મેલું છું."

એવા સોગંદ ઉપર કસુંબા લઈને બન્નેની ફોજે જુનાગઢની ગીરનું દોઢું ગામ ભાંગ્યું. ભાંગી, લૂંટની ગાંસડીઓ બાંધી. તૈયબ કહે કે, "ભીમા મલેક, હવે ભાગીએ, ઝટ ઠેકાણે થઈ જાંઈએ."

"તૈયબ ગામેતી!" ભીમાએ મલકીને કહ્યું, "ભીમાથી કાંઈ એમ ભગાશે? તો તો જુનાગઢવાળા કહેશે કે ભીમાની જણેતા જતાણી નહિ હોય."

"ત્યારે?"

"જુનેગઢ ખબર દઈએ કે જેને આવવું હોય તે ખુશીથી આવે. અને વાર આવવાની વાટ જોઈએ."

એ રીતે જુનાગઢ સરકારને મહેરાં દેવરાવ્યાં. ત્રણ દિવસ સુધી ધ્વજા ચડાવીને રોજની એકેક ચોરાસી જમાડી. રોજ રાત બધી ડાંડીયા રાસ રમ્યા. ચોથે દિવસે પડાવ ઉપાડીને ચાલતા થયા,. ત્યાં જુનાગઢની વારનાં ભાલાં ઝબક્યાં. તૈયબ ગામેતીએ ...

"ભીમા મલેક ! તમારે વાંકે આ વાર હમણાં આપણને અંતરિયાળ રઝળાવશે. હવે શું કરવું ? ભાગી નીકળાય તેમ નથી. શત્રુઓ લગોલગ પહોંચ્યા છે."

"મારો વાંક હોય તો તમે કહો તેમ કરૂં, તૈયબ ગામેતી."

"ત્યારે તમે ઉભા રહીને વારને ઠાઠ રાખો, ત્યાં હું માલનો ઉપાડ કરી નાખું."

મોઢે ભભડે કહ્યું "ભલે !"

ઘરેણું લુગડું લાદેલ સાંઢિયા અને ઘોડાં હાંકીને તૈયબ રોધડે આવ્યો. રોધડામાં માલ સંતાડી પોતે જુનાગઢમાં બેસી ગયો, અને નવાબના કાનમાં વાત ફૂંકી દીધી કે "દોણ ગામ તો ભીમડે ભાંગ્યું છે."

આ બાજુ ભીમો જુનાગઢની વાર સામે ધીંગાણાં કરતો કરતો, તૈયબને સારી પેઠે ભાગવાનો સમય આપતો આપતો ચાલ્યો આવે છે. આગળ પોતે છે, ને પાછળ જુનાગઢની ફોજ છે. એમ કરતાં ગાધકડાની સીમ સુધી પહોંચાડી દીધા, અને બન્ને ફોજની ભેટંભેટા થઇ ગઇ.

"ભીમાભાઇ !" નાનેરાં ભાઇ હમ્ન મલેકે તલવાર ઉઠાવીને રજા માગી, "આજ હવે મારો વારો છે."

એમ બોલીને ત્રણસો જુનાગઢીયા જોદ્ધાની મઝમ પોતે એકલો ઉતર્યો, ને પંદર શત્રુઓને ઠાર કરી પોતે મરાયો.

મીં ગજે ન કેસરી મરે
રણમેં ધંધુકે રત
હસન મલેક પડકારે મરે
જાચો ચોજાં જત.

(જેમ વર્ષાની ગર્જના સાંભળી કેસરી સિંહ માથા પછાડી ર તેમ હસન મલેક પણ શત્રુના પડકારા સાંભળતાંની વારે જ સામો ત્રાટકી મર્યો, એટલે જ હું એને સાચો જત કહું છું.)

શત્રુની ફોજને રોકતો રોકતો ભીમો તેરમે દિવસે બાદરકાંઠા ભેળો થઇ ગયો. પહોંચીને એણે પોતાના ભાઇ હસનના મોતનો અફસોસ ગુજાર્યો. રોઝડે પોતાના આવવાની જાણ દેતાં એને જવાબ મળ્યો કે તૈયબ ગામેતી એ લૂંટના માલમાંથી રતી માત્ર પણ ભીમાને આપવાનો નથી. અને જુનાગઢ રાજ્યને પણ ભીમાનું નામ દેનાર તૈયબ જ છે.

"ઇમાનને માથે થુંકનાર આદમીને હજારૂં લ્યાનત હજો!" એટલું બોલીને ભીમો પાછો ચડી નીકળ્યો. ગોંડળની સીમોમાં જ્યાં જોઇએ ત્યાં ભીમા બહારવટીયાના પડછાયા ઉતરવા લાગ્યા. સાપની ફૂંકે ચોમેર ઝેર ફેલાય તેમ ભીમાની ફે ફાટતી થઇ ગઇ.

૨

ચાય ચાડિકે આલિયા
એતાં દળ અહરાણ
ગલોલીનાં ઘમસાણ
બારધ રચાવ્યો તેં ભીમડા!

"એભલા સળગાવી મેલો આ ઢાંક ગામને; આ ગામની વસ્તી ભાભા જતને રોટલા પોગાડે છે."

એવી હાકલ દેતી, ગોંડળ, જુનાગઢ ને જામનગર એ ત્રણે રાજની ફોજ, પાંચ હજાર માણસોથી ઢાંક ગામને પાદર આવીને ઉભી રહી.

વસ્તીએ આવીને હાથ જોડ્યા: "એ માબાપ! અમારો ગુનાહ નથી. અમે જાણી બુઝીને રોટલા આપતા નથી, પણ અમારાં ભાત જોરાવરીથી ઝૂંટવી લ્યે છે.'

'બોલાવો એ બારવટીયાને ભાત દેનાર ભતવારીઓને."

પંદર વીસ કણબણોને કોરડા મારી મારી, એનાં બાળબચ્ચાં રોતાં મેલાવીને, સોટીને આસુડે રોતી હાજર કરી. ફોજના અમલદાર ગર્ભિણીના ગર્ભ વછૂટી જાય એવી ત્રાડ દઈ ધમધમાવવા મંડ્યા : "બોલો રાંડો, કોણે કોણે ને ક્યારે ક્યારે ભાત દીધા?"

"મારા પીટ્યા! તારાં વાલાંમા વિજોગ પડે! તને ભગવાનનો ય ભો' નથી? અમે તે શું બાળપના રોટલા દઈ આવીએ છીએ? તારા ઠાકોરો બબ્બે જોટાળીયુ બંદૂકું સામી નોંધીને ઉભા રહે છે. અને ધરાર અમારા ભાત ઉપાડી જાય છે." કણબણો ફાટતે મ્હોંએ સાચી વાત બોલવા માંડી.

"બોલો ક્યાં ક્યાં છે બારવટીયા? નીકર જીભ ખેંચી કાઢીશ."

"આ પણા સાડિકે તારા કાકા! પાંચ હજારની ફોજ ફેરવજ,

તે જાને એને મારવા ! સીત્તેર જ માણસે પડ્યો છે બાદરનો સાવઝ ભીમડો."

ચાડિકાના ડુંગર માથે થોડા થોડા પથ્થરોની ઓથ લઇને બહારવટીયો લપાણો છે. ભેળાં ફક્ત સીત્તેર માણસો છે. દારૂ ગોળાનો તોટો નથી. એમાં પાંચ હજારની ફોજ સમુદ્રના પાણી સરખી ચડી આવે છે. ઉંચા પત્થર ઉપર ચાડિકો બેઠો હતો તેણે વારનાં હથિયાર ચમકારા કરતાં દીઠાં. ચાડિકાએ ખબર દીધા કે "બંદુકું ધરજો."

ડુંગર ઉપર સીત્તેર બરકંદાજ અને નીચે પાંચ હજારની પલટન : સાંજેસાંજ સુધી ધીંગાણું ચાલ્યું. રાત પડી એટલે બહારવટીયા પ્રભુને ભેળે બેસી ગયા. અંધારામાં બહારવટીયાને અદ્રશ્ય થયા જોઇને હાથ ઘસતી ફોજ નિસ્તેજ મ્હોંએ પાછી વળી.

ગોંડળથી મકરાણીઓને માથે હુકમ આવ્યો કે "ભીમાની બાયડી નાથીબાઇ ઉપર દબાણ લાવો ! એને કનડ્યા વગર ભીમો નમશે નહિ."

"નાથી ડોશી !" સિપાહીઓ દમદાટી દેવા લાગ્યા, "ભીમો ઘેર આવે છે કે નહિ !"

"ન આવે શા સારૂ ભાઇ ! મારા ઓઢણાનો ખાવંદ છે, મારા ચૂડલાનો પહેરાવતલ છે, ને મારી સંભાળ લેવા કેમ ન આવે ?" નાથીએ ગાવડીને ખંજવાળનાં ખંજવાળતાં નિર્ભય અને ગાઢે અવાજે જવાબ દીધો.

"ત્યારે તું થાણાંમાં ખબર કેમ નથી દેતી ?"

"હું શીદ ખબર દઉં!"

"ગોંડળનો ચોર છે મારે."

"ગોંડળનો ચોર હશે, પણ મારો તો લખેશરી ખાવંદ છે ને! જેનો ચોર હોય એનાં બાવડાં ક્યાં ભાંગી ગયાં છે! ગોતી લ્યે, જો મોઢે મૂછ હોય તો."

"ખરો ઠરછ, પણ હાથમાં બેડીયું પડશે! બહુ હાસ્ય આવી લાગે છે, ખરૂં ને!"

"બસ! ભા કુંભાજી ખડ ખાવા બેઠા? મરદની ઝીંક ઝલાતી નથી એટલે અબળાને મથે જોર કરવું છે! મારા કાંડામાં કડીયું જડવી છે! તમે ખીચડીના ખાનારા, લાજ આબરૂ સોતા પાછા વળી જાઓ! નીકર ધરવાળીયુંના ચૂડલા ખખડી જાશે. હું જતાણી છું. જાણો છો!"

"એલા ઝાલીને બાંધી લ્યો એ શૂન્નીરની પૂંછડીને.

એમ હુકમ થાતાં તો નાથીબાઇએ કછોટો ભીડ્યો. બેટમાં જન્મેલ ધણ્યો અને તલવાર ઉપાડી. પોતાની બે નાની દીકરી અને એક દીકરાને લઇને ઓસરીએથી નીચે ઉતરી. જેમ માણસો એના અંગ ઉપર હાથ કરવા જાય તેમ તો "જે દાતાર! જે જમિયનશા!" એવા અવાજ કરતી જતાણી તલવાર વીંઝતી પડમાં ઉતરી. ત્રણ મકરાણીઓને જખ્મી કર્યા. પોતાના કપાળમાં પણ તલવારનો ઘા ઝીલ્યો.

અબળાના અંગ ઉપર હાથ ઉપાડવાની જાણ થતાં આખ

ગામ જોવા હલક્યું. જત બધા ઉશ્કેરાઇને તૈયાર થયા. મકરાણીઓએ તુર્ત થાણાનો માર્ગ લીધો. પણ પછી તો મેરવદરમાં રહેવામાં આબરૂને આંચ આવવાનું જોખમ જાણીને નાથીબાઇ બે દીકરી તથા દીકરાને તેડી માલણકા ગામે ગઇ, અને ત્યાંથી ભા કુંભાને કહેવરાવ્યું :

" રાજપૂતનો બેરો આવી હલકાઇઓ ન દાખવે. અને છતાં મને પકડવી હોય તો હાલ્યા આવજો ! "

૩

બળીઆરાના ડુંગર ઉપર ગેબનશા પીરનું એક નિર્જન પુરાતન થાનક હતુ. ભીમો બહારવટીઓ ગામ ભાંગીને જ્યારે જ્યારે બળીઆરે આવતો ત્યારે પીરની કબર પર કીનખાપની નવી સોડ અને નવી લીલી ધજા ચડાવતો. હવે તો ભીમે બળીઆરા ઉપર જ પોતાનું બેસણું રાખ્યું છે. પીરના થાનક ઉપર ગુલમોરનાં ઝાડવાં લાલ ચુંદડી ઓઢીને ઉભાં હોય તેવાં ફુલડે ભાંગી પડે છે. સવાર સાંજ નળિયામાં લોબાનનો ધૂપ કરીને ભીમો પોતાની તલવારને પણ ધૂપ દે છે. તસ્બી ફેરવે છે, અને પછી ચોમેરથી જાસૂસો આવે તેની બાતમી સાંભળે છે. ગણોદ ભાંગીને અને ભાણજી [illegible]ારને ઠાર મારીને ગઇ કાલે જ ભીમો આવ્યો છે. ત્યાં આજ દૂત દોડતો દોડતો બળીઆરે ચડતો આવે છે.

" કેમ, વલીમામદ ? શા સમાચાર ? " ભીમે તસ્બી ફેરવતાં ફેરવતાં પૂછ્યું.

" બાદર કાંઇ તો આખો ય ઉજ્જડ. ફક્ત વાઘરીઓ તરકુચના વાડા વાવે છે. "

"ભલે વાવતા બચાડા ! પણ ખબરદાર, સાંતી નાખ જૂતવા દેશો મા. હો કે ?"

ત્યાં બીજે બાજુએ ડોકું કાઢ્યું. મ્હોં શ્યામ થઇ ગયેલું છે.

"કેમ મોરે મશ ઢળી છે, સુલતાન ?"

"બાભા બાપુ, મકરાણીઓએ નાથી ડોશીને માથે હાથ કરી લીધો."

"ઠીક. જતાણીએ ક્યાં ઘા ઝીલ્યા ?"

"બરાબર કપાળ ઉપર."

"બસ,ત્યારે. *પારોઠના ખાધા હોત તો મને પસ્તાવો થાત."

"ડોશી બહુ રૂડાં લાગ્યાં, બાપુ ! ત્રણ મકરાણીને સુવાર્યાં અને બચ્ચાને લઇ ભોગાટ ચાલ્યાં ગયાં."

"બીમા મલેક !" સંગાથીઓ મૂછે વળ દઇને તાડુક્યા, "બા કુંભો બાયડી ઉપર હાથ કરવા ગયો, અને હવે આપણે ઉપલેટા ધોનાછને આગ જ લગાડવી જોશે ને ?"

"ના બા, આગ મેલે ઇ તો કોળી વાઘરીનાં કે કાઠીનાં. કામાં. બીમાને એ ધંધો બજે નહિ. ફરી વાર બોલશો મા, નીકર બોલનારની જબાન કાપી નાખીશ.

સાથીઓનાં શરીર એ શબ્દો સાંભળીને સંકોડાઇ ગયાં.

*પારોઠના–પીઠના.

"અને જાનમામદ, તું જઈને ઉપલેટે રાજવાળાઓને ખબર કર, કે આજથી ત્રીજે દિ' હું પડું છું. માટે સાબદાઈમાં રહે."

"પણ બાપુ ! ચેતી જાશે હો !"

"ચેતાવવા સારૂ તો તને મોકલું છું. ચેતાવ્યા વગર કાંઈ આપણો ધા હોય બા ?"

પચાસ અસવારે ભીમો ઉપલેટા માથે પડ્યો. ચોકીદારો હતા એટલાની કતલ કરી, હુકમ દીધો કે "હાં, ચલાવો હવે લૂંટ." પોતે આગળ ચાલ્યો.

એક ઘરના ફળીમાં પગ મેલતાં જ અંદર તુળસીનો ક્યારો અને કવલી ગાય દીઠાં.

"એલા પાછા વળો. ખબરદાર, કોઈ એક નળિયાને પણ હાથ લગાડશો મા !"

"કાં બાપુ ? પટારા ભર્યા છે."

"ઇલાજ નથી, બ્રાહ્મણનું ઘર છે."

બહારવટીયા બીજે ઘરે દાખલ થયા. ભમે ત્રાડ દીધીઃ "કોણ છો એલા ?"

"વાણીયો છું."

"બાપડો મારા ! પગરખાં બહાર કાઢીને ઘરમાં ગરજે હો કે!"

"કેમ બાપુ ?"

"વાણિયો ઉંચ વરણ લેખાય. એનું રસોડું અભડાય. પણ દગણાં ઉભા રે'જો." એમ કહીને બીજો વાણિયા તરફ ફર્યો. "શેઠ, પટારામાં ઘરેણાં હોય એટલાં આંહી આણીને મેલી દિયો. એટલે અમારે તમારું ઘર અભડાવવું જ ન પડે."

રસોડામાં ચૂલે બાઈઓ રાંધતી હતી એની ડોકમાંથી દાગીના કાઢીને વાણિયે હાજર કર્યા. તુરત ભીમે પૂછ્યું,

"ક્યાંથી લાવ્યો ?"

"બાપુ ! મારી ઘરવાળીના અને દીકરાની વહુનાં અંગ માથેથી ઉતરાવ્યાં."

"ઇ મારે ન ખપે ભા, બાઇયુંના પહેરેલાં પાલવડાં કાંઇ ભીમો ઉતરાવે ?"

એટલું બોલી, ઘરેણાં પાછા દઇ, ભીમે બજાર ફાડવાનું આદર્યું. દુકાને દુકાને ખંભાતી તાળાં ટીંગાતાં હતાં તે બંદૂકને કૂંદે કૂંદે તોડી નાખ્યાં વેપારીઓના હડફા ઉઘાડ્યા. વેપારી પાઘડી ઉતારીને આડો ફરે એટલે પૂછે કે "વ્યાજ કેટલું ખાછ ?"

"એ બાપુ તમારી ગૌ."

"બોલ મા બાઇ, નીકર ચોપડાને આગ લગાડી દઇશ."

વાણીઆણીઓ આવીને આડી પડે, એટલે પોતે વાંસો વાળી જોઇ જાય, અને કહે :

"ખસી જા બાપુ બેનડી ! ઘેર તારી ભોજાઇયુંને માંમાં ઢાંકવા સાડલા નથી."

લૂંટી, માલ સાંઢિયા માથે લાદી, ડુંગરમાં રવાના કરી, રાત પડી એટલે ભીમે આખા ગામને ભેળું કરી ચોક વચ્ચે "જીંડારી" નામની, રાસને મળતી રમત લેવરાવી :

"જીંડારી લઇશ રે જીંડારી લઇશ
" કુંભાજીના રાજમાં જીંડારી લઇશ"

આવાં ગીત ગાઇને અધરાત સુધી સીમાડા ગજાવ્યા. પણ કોઇ વાર આવી પહોંચી નહિ, એટલે જમિયલશાના જેજેકાર બોલાવતો-ભીમો બહાર નીકળી ગયો.

ઉપલેટુ ઉંઘે નહિ
ગોંડળ થરથર થાય,
લીધી ઉડળમાય
ભલ ધોરાજી ભીમડા!

૪

પાનેલી ગામના લખમણ ગોનીના દીકરીની જાન ઢાંક ગામે જાતી હતી. ભેળાં ત્રણ ગાડા હતાં. ભાદર, માલણ અને ઓઝત નદીની ઉંડી ઉંડી ભેખડોના પત્થર પર ખડખડ અવાજે રડતાં ગાડાંની અંદર જાનૈયા ઝોકે જાતા હતા અને સરવા સાદ વાળી સોનારણ જાનડીઓ કાઠીઆણીઓના જેવા મીઠા સૂર કાઢી.

મોર જાજે ઉગમણે દેશ
મોર જાજે આથમણે દેશ
વળતો જાજે રે વેવાયુને માંડવડે હો રાજ!

એવાં લાંબાં રાગના ગીતોને સૂરે ગભારા ભરીભર બની, ગાડું ચડીને પછડાય તેની સાથે જ ઉંચી ઉછળીને પાછી પટકાતી પટકાતી ગાતી જાય છે. વચ્ચે વચ્ચે પૈડાંઓ ગાડાંઓનાં તેમાં આવે છે, અને પરમણી થી બેઠેલા ચાલતા ચારણો અગોના ટોળા જ ઉભા ઉભા ટોળ કરે છે કે "એલા આ ટાણે જાનું ક્યાં લઇ હાલ્યા! બાભરો હાથો બાંધ્યો છે? તમારા ડીલની ચામડી ચોત ઉતારી લેશે."

"એ...ભલો કોઇ દિ' જાનુંને લૂટે નહિ, લૂટે?"

એમ બોલીને ગાડાખેડુઓ ગાડાં ધપાવ્યે જાય છે.

એમાં બગસર વાવડીવાળી વાવ દેખાણી ને સૂરજ આથમ્યો. અંધારાં ઘેરાવા લાગ્યાં. પાછળ અને મોઢા આગળ, બેય દિશામાં ગામડાં છેટાં રહી ગયાં. વગડો ખાવા ધાય એવી નિર્જનતા પથરાઇ ગઇ. જાનનાં ગાડાં ઉઘાડી સીમમાંથી નીકળી વાવડી વાવનાં ઝાડની ઘટામાં દાખલ થયાં કે તૂર્ત જ પાંચ બોકાનીદાર પડછંદા હથિયારધારીઓએ છલંગ મારીને વેળાવીયાની ગરદનો પકડી. એના જ ફેંટા ઉતારીને એને જકડી લઇ વાવનાં પગથીયા ઉપર બેસાર્યા, અને પડકારો માર્યો કે "ઉભા રાખો ગાડાં!"

ગાડાં ઉભાં રહ્યાં. માણસો ફફડી ઉઠયા.

"નાખી દ્યો ઝટ ઘરેણાં, નીકર હમણાં વીંધી નાખીએ છીએ." એટલું કહીને બંદૂકો તાકી કરી.

વરરાજાના અંગ ઉપર એના બાપે માગી માગીને ઘરેણાં પહેર્યા હતા. કાનપુ મહિનાનો આખરો ચાંદો ફાટી પડતો હોય

એવાં લુંબઝુંબ ઘરેણાં વરરાજાએ પહેર્યાં હતાં. એ તમામ ઉતારીને વરનો બાપ થરથરતો સામે આવ્યો, કાંપતે અવાજે બોલ્યો કે:

"ભાઇ, આ બીજો બહારવટીયો વળી કોણ જાગ્યો ?"

"ઓળખતો નથી ? ભીમડો કાકો !"

"હેં ! ભીમા બાપુનાં માણસ છો તમે ? ભીમો બાપુ જાનુને તો લૂંટતો નથી ને ?"

"કોણ છે ઇ !" કરતો સામી બેખડમાંથી સાવઝની ડણક જેવો અવાજ ગાજ્યો: "આંહી લાવો જે હોય એને."

સોની જઇને પગમાં પડી ગયો: "એ બાપુ ! આ પારકાં ઘરેણાં; માગી માગીને આબરૂ રાખવા લીધાં છે."

"તો ભા, તારૂં હોય એટલું નોખું કાઢી લે. બાકી જાનુના દાગીના ઉપર તો તારા કરતાં મારો વધુ હક પહોંચે છે."

"ભીમા બાપુ ! મારી ઉમેદ ભાગો મા, વેવાઇને માંડવે રી આબરૂ રાખવા દો, અને વળતાં હું તમને કહેશો એટલું છુ સોંપતો જઇશ."

"આપી દો એનાં ઘરેણાં પાછાં. અને ભાઇ, તું પાછો ાશ ત્યારે દીકરીને રૂપીઆ પાંચસોની પહેરામણી અમારે દેવી કે'દિ વળશો ?"

"પરમ દિ' બપોરે.

જાન ક્ષેમકુશળ ચાલી ગઈ. ત્રીજે દિવસે પરણાવીને પાછા વળ્યા તે વખતે, એ જ ગોખડે બેસીને બામો વાટ જોતો હતો.

"આ લે આ રૂપીઆ પાંચસો રોકડા, અને દીકરીને આ એક કાંઠલી."

કાંઠલી લેતી વખતે ગોરનો હાથ અચકાયો; પણ મોંએથી બોલાયું નહિ.

"કેમ હાથ ચોર્યો ?" બીમાએ ડોળા ફાડીને પૂછ્યું.

"બાપુ, આ કાંઠલી ચોરીની હશે તો હું માર્યો જઈશ."

"સાચી વાત. આંહી તો ચોરીની જ ચીજ છે ભા. શાહુકારી બહારવટીયાને કેવી ? આપો એને રૂ. ૩૦૦ રોકડા." એમ કહીને બામો હસ્યો.

બહારવટીયા પાસેથી પહેરામણી લઈને જાન પાનેલીને કેડે વળી ગઈ.

૫

"બાપુ, દીકરી ઉમ્મર લાયક થઈ છે, એને કન્યાદાન દેવું છે."

"તે મા'રાજ, તમે ઠેઠ પાનેલીથી પંધ કરીને અહીં આવ્યા એ શું ? પાનેલીમાં એટલા પટેલીયા ને શેઠીઆ પડ્યા છે, એમાંથી કોઈએ શું એટલી ખેરાત ન કરી ?"

"પાનેલીયા પટેલની પાસે હું ગયો'તો બાપુ, અને એણે જ મને કહ્યું કે તારા ભીમા કાકાની પાસે જા ! એ બ્રાહ્મણ બાવાને બહુ આપે છે !'

"એમ. ? એનડુ બધું કહી નાખ્યું ?' એટલું બોલીને ભીમે કહ્યું, "અણુમીયા ! કાગળ લાવજો અને એમાં એટલું જ લખો કે,

"પાનેલીના પટેલ, તમારી મનાઈ પ્રમાણે આ બ્રાહ્મણને રૂા. ૧૦૦૦ અમે દીધા છે, ને બાકીના એક હજાર આ ચિઠ્ઠી દેખત તમે ચૂકવી દેજો નીકર અમે આજથી ત્રીજે દિ' પાનેલી ભાગશું"

ચિઠ્ઠી લખીને બ્રાહ્મણને આપી "લ્યો મા'રાજ, પટેલને દેજો, ને રૂપીઆ ન આપે તો મને ખબર કરજો"

"મારૂ બાપુ !" કહીને બ્રાહ્મણ આશીર્વાદ દઈને ઉપડ્યો

"ઉભા રો' મા'રાજ !"

બ્રાહ્મણને પાછો બોલાવીને ભલામણ દીધી, "તમારી દીકરીને કન્યાદાન દેવાની તિથિ કઈ નીમી છે ?'

"બાપુ, માગશર શુદ પાંચમ"

૬

બ્રાહ્મણ તો ચાલ્યો ગયો અને ભીમાએ પણ ગોંડળની ધરતી ઉપર ઘોડા ફેરવવા માંડ્યા. ઉજ્જડ થયેલા નદીના કિનારા ઉપર એક વાર ભીમાએ એક જુવાન જોધ મંત્રીને વડલાને છાંયડે નીંદી

નિંદરમાં સૂતેલો દીઠો. નિર્દોષ, મધુર અને નમણી એ મુખમુદ્રા નિરાંતે ઝંપી ગઇ છે. જેને જગાડતાં પણ પાપ લાગે એવો રૂડો એ નૌજવાન છે. પાસે સંધીના વાછડા ચરી રહ્યા છે. ભીમાએ અણસાર ઉપરથી જુવાનને ઓળખ્યો. ઘોડે બેઠાં બેઠાં ભાલાની અણી અડકાડી, ઉંઘતા જુવાનને ઉઠાડ્યો :

"ઉઠ એ ભા !"

ઝુબકીને સંધી જાગ્યો.

"કેવો છો તું ?"

"સંધી છું."

સંધી નામ પડતાં જ ભીમાએ એ જુવાનને ભાલે વીંધ્યો. એનાં સાથીઓ આ ઘાતકીપણું જોઇને 'અરર !' ઉચ્ચારી ઉઠ્યા. ભીમાના બહારવટામાં એ ગઝબ અધર્મ હતો.

"ભીમા મલેક ! તું ઉઠીને આવો કાળો કેર કરછ ?"

"બોલશો મા બેલી !" ભીમાએ ડોળા ઘુરકાવીને ત્રાડ દીધી. "સંધીનો વંશ નહિ રહેવા દઉં. કૂંડાં વાઢે એમ વાઢી નાખું. દીઠો ન મેલું. દગલબાજ તેમણ ગામેતીનું મારે એની આખી જાત ઉપર વેર લેવું છે. ખુટલ કોમ સંધીની !"

સંધીની ઘોર કતલ કરતો કરતો ભીમો આગળ વધ્યો. ત્રણસો સંધીને ઠાર માર્યા. સંધીઓને ગામડે ગામડે હાહાકાર બોલી ગયો. પછી તો સંધીઓ દાઢી મૂંડાવીને પોતાની જાત છુપાવવા લાગ્યા.

૭

સંધીઓના વેરના મનસૂબામાં ગરક થઇ ગયેલ ભીમો એક દિવસ ભાદરની ખોપમાં થાકીને લોથપોથ પડ્યો છે, તે ટાણે એણે આઘે આઘે જાનોનાં ગાડાની ઘૂઘરમાળ સાંભળી અને એને કાને વિવાહના ગીતનાં સૂર પહોંચ્યા. કાંઇક સાંભર્યું હોય એમ ચમકીને ભીમે પૂછ્યું "એલા આજ કઇ તથા બેલીઓ?"

"માગશર શુદ પાંચમ."

"હેં! શું બોલો છો? ગઝબ થયો."

"કાં ભા?"

"પાનેલીના બ્રાહ્મણની દીકરીને આજ કન્યાદાન દેવું છે."

સાંજની ફૂઝ્યે કુંઝ્યે વળી ગઇ હતી તે ટાણે ભીમે ઘો હાંક્યાં. રાતે બારને ટકોરે પાનેલીના દીવેલા દરવાજા માથે જઇ સાંકળ ખખડાવી.

"કોણ છે?" અંદરથી અવાજ આવ્યો.

"ખોલો. ગોંડળથી અસવારો આવ્યા છીએ."

"શું કામ છે?"

"બારવટીઓ ભીમો આ ગામ ભાંગવાનો છે એટલે બંદોબસ્ત કરવા આવ્યા છીએ."

ભીમા જતનું નામ પડતાં જ ઝોકાં ખાતા દરવાનના શરીરમાં ચેતન આવી ગયો. દરવાજા ઉઘડ્યા. એટલે ત્રણ ઘોડાનીવાળ અસવારો દાખલ થયા. નામ પૂછીને બ્રાહ્મણને ઘેર પહોંચ્યા

ઘોડેથી ઉતરી પોતાના બેય અસવારોના હાથમાં ઘોડી સોંપી, બહારવટીયો એકલો ભાલો ઝળકાવતો માંડવા નીચે ગયો. માણસોએ આ વિકરાળ આદમીને ભાળ્યો, ભાળતાં જ તેઓનાં કલેજા ફફડી ઉઠયા. બ્રાહ્મણ દોડતો આવ્યો, પુછરી ઉઠયો.

"કોણ બાપુ ?.."

"હા મહારાજ, દીકરીને કન્યાદાન દેવા." એમ બોલીને ભીમે નાક પર આંગળી મેલી બ્રાહ્મણને ચૂપ રાખ્યો.

૮

ફુસવરીયા ગામમાં સંધીઓ કારજને પ્રસંગે ભેળા થયા છે. ગામગામના સંધીઓ લમણે હાથ રાખીને એક બીજાની કરમાયલી સુરત સામે જોઇ રહ્યા છે. દાયરામાં હૈયે હૈયું દળાય છે. એમાં સહુનું ધ્યાન એક બાઇ ઉપર ગયું. એક જુવાન સંધિઆણી પોતાનું ઓઢણું ખભે નાખીને ધોડા આગે ચાલી આવે છે.

"આ કોણ છે પાગલી ?" કોઇએ પૂછ્યુ.

"ઓ અલ્લા ! આ તો હાસમની ઓરત."

"એના ધણીના અફસોસમાં શું ચિત્તભ્રમ તો નથી ઉપડયું ને ?"

મોટેરા બધા મો ફેરવીને બેસી ગયા. બાઇના બાઇઓએ રાડી બાઇને ટપારી, "એ વંઠેલ ! તારો હિ' કેમ ફર્યો છે ? આ દાયરો બેઠો છે, ને તું ખુલ્લે મ્હોંયે હાલી આવછ ? તારો જુવાન ધણી હજી કાલ મરી ગયો તેની યે મરજાદ ચૂકી ? માથે ઓઢી લે કમજાત ?"

‘‘શાવ આવું ‘ મોઢું કાઢું ?’’ દાંત ભીંસીને બાઈ બોલી. એના ચહેરા ઉપર લાલ સુરખી છવાઈ ગઈ. આંખોમાંથી ધ્રુબાક નીકળી ગયા. ડોળા ફાટ્યા: ‘‘આમાં હું કોની લાજ કરું ?’’

‘‘શું ?’’

‘‘હું ભીમા જત વિના બીજો કોઈ મરદ જ ભાળતી નથી. ખરો મરદ ! મારા ધણીને ઠાર મારી, ગામને ઝાંપે મારું સંધીઅસ્વાં બાજે એમ એની લાશને ખાંધા માથે બેસારી. શાબાશ ભીમા જત ! સંધીઓની તેં દાઢીયું બોડાવી, મલકમાં કોઈ મરદ ન રહેવા દીધો !’’

એટલું બોલી, બાઈ ઓઢણું ઢળકતું મેલી, ઉઘાડે માથે, પોતાનો ચોટલો પીંખતી અને ખડ ! ખડ ! દાંત કાઢતી સંધીઆણી ચાલી ગઈ. ઘરમાં જઈને પછી બાઈએ છાતીફાટ વિલાપ આદર્યું. બાઈના કલ્પાંતે તમામના કલેજામાં કાણાં પાડી દીધાં.

ત્રણસો સંધીઓ કારજનું બટકું પણ ચાખ્યા વગર ચાલી નીકળ્યા અને ગોંડળના ગઢની દેવડીએ જઈ ઉભા રહ્યા. બા કુંભાજીની પાસે સોગંદ લીધા કે ‘‘ભીમાને માર્યા વગર અમારે અમારા ઘરનાં પાણી ન ખપે.’’ કુંભાજીએ એક સો મકરાણી તેઓની મદદમાં દીધા અને ચારસોની ફોજ બરડીઆના ડુંગર ઉપર ચડવા લાગી.

૯

પ્રભાતનો પહોર હતો. બરડીઆરાનો જે એક ભાગ ભેરવા ડુંગરને નામે ઓળખાય છે, તેના ઉપર ભીમો બેઠો બેઠો તરબી ફરતો હતો, અને પડખે ડાહુકા ગામનો સૈયદ અગામીંયા બેઠો હતો. પડખે બીજા ત્રણ ચાર રક્ષકો હતા. છેટે પા ગાઉ ઉપર એક ધારડી

હતી, તેની ખેપમાં બીજા પચાસ માણસો તમામ હથિયાર અને દારૂગોળાની ચોકી કરતા બેઠા હતા. ભીમાની અને અભામીંયાની પાસે ફક્ત બબ્બે તલવારો જ હતી. કોઈને દુશ્મનોનો ખ્યાલ પણ નથી.

ત્યાં તો જેમ ઝાડવાં ને પથરો સજીવન થાય તેમ ચારસો માનવી પ્રગટ થઈને ડુંગર ઉપર ચડી ગયા. ભીમો ઉભો થઈને પાછો હટવા જાય છે ત્યાં એણે સામી કોન્જમાંથી ગીગલા નામના મીરના પડકારા સાંભળ્યા :

"હાં ભીમા ! આજ પાછો પગ ભીમાનો ન હોય. પાછે પગલે થાતાં તો મોત બગડે હો ભીમા !"

ભીમો ભાગી જાય
(જો) ફરનર કંઠિરી કરી
(તો તો) ધરતી ધાન ન ખાય
કરણું ઉગે કીં

[ જો ભીમો હાથ જોડીને ભાગી જાય, તો તો પૃથ્વી પર વરસાદ કેમ વરસે ? અને સૂર્યનાં કિરણ કેમ ઉગે ?" ]

સાંભળીને ભીમો થંભ્યો. અભામીંયાએ હાકલ કરી: "અરે ભીમા ! ગાંડો મ થા. પાંચસે કદમ પર આપણું દારૂખાનું પડ્યું છે. હાલ્ય, હમણા ત્યાં પહોંચીએ એટલી વાર છે. એકોએકને ફૂંકી નાખીએ."

"બસ મીંયા સાહેબ !" ભીમાએ શાંત અવાજે ઉત્તર દીધો, "મારા પગમાં સોનાની બેડી પડી ગઈ. હવે તો એક ડગલું પણ નહિ હટાય. જીવતર તો ખૂબ બગાડ્યું છે, પણ હવે આખરની ઘડી શીદ બગાડું ?"

ફોજની મોખરે ભીમાએ સંધી બાવા ઝુણેજાને દીઠો અને ઘોર ત્રાડ દીધી :

"બાવા ઝુણેજા! અમે પાંચ જ જણ છીએ. ને તમે ચારસો છો. હું કાંઈ તમને પહોંચવાનો નથી. ખુશીથી મને મારી નાખજો. પણ મરતાં મરતાં યે જો મરદના ઘા જોવા હોય તો આવી જાવ તરવારની રમત રમવા."

"ભલે ભીમા!" કહીને બાવા ઝુણેજાએ તરવારનું ધીંગાણું કરવાનો હુકમ દીધો. ભીમા અને અગાર્મીયા બન્ને મંડાયા. ભીમા પાસે બે તરવારો હતી. હડી કાઢીને ભીમાએ શત્રુઓની ભેટમાં પગ દઈ દઈને વાંસાના ચોકના ઘા કરવા માંડ્યા. એમ બોંતેર જણાને સુવાણ્યા; પણ પોતાને છોઇવઢ પણ ઘા થયો નહિ. બાવો ઝુણેજો ઉભો ઉભો પડકારા કરે છે, પણ જ્યારે ભીમાને હાથે એણે પોતાનાં માણસોનું ખળું થતું જોયું, ત્યારે એણે ઇસારો કર્યો, અને તુર્ત જ મકરાણીઓની બંદૂકો ધાણી ફૂટતી હોય એમ ધડાધડ એકસામટી વછૂટી. ભીમો વીંધાઇને નવરાતરના ગરબા જેવો થઇ ગયો.

પડતાં પડતાં ભીમે કહ્યું, "રંગ છે સંધીની ને મકરાણીની જનેતાને! છેવટે દગો!"

ભીમો પડ્યો, પણ ચત્તોપાટ પડ્યો. એની મૂછોની શેડ્યો ઉભી થઇને આંખોમાં ખૂતી ગઇ.

આભેથી અપસર ઉતરી
નર વરવાનું નીમ;
ભોમીયાં અણવર થીયો,
ભાલે પોંખાણો ભીમ.

બાર બાર વરસના બહારવટાનો, બળીઆરાના ડુંગર માથે આવી રીતે અંત આવ્યો. ભીમાનું માથું કાપી લઈને ગીસ્ત ગોંડળ ચાલી. ધ્રાફા ગામને પાદર ગીસ્ત નીકળી છે. મોખરે ચાલનારા અસ્વારના ભાલાની અણીએ ભીમાનું માથું પરોવાયેલું છે. એ દેખાવ નજરે પડતાં જ ધ્રાફાનો રજપૂત દાયરો ખળભળી ઉઠ્યો. પાંચસો રાજપૂત પલવારમાં જ તલવારો ખેંચી આડા ફર્યા.

"કેમ બાપુ?" ગીસ્તના સરદારે પૂછ્યું.

"એ જમાદાર, જરાક શરમ રાખો. ભીમાનું માથું ધ્રાફાને પાદરથી તમે લઈ જઈ શકો નહિ. અને લઈ જવું હોય તો ભેળાં અમારાં માથાં પણ સંગાથ કરશે"

માથું ત્યાં જ મૂકવું પડ્યું, અને ગીસ્ત ખાલી હાથે ચાલતી થઈ.

બળીઆરાની નજીક સખપરની ડુંગરીમાં ગેબનશા પીરની જગ્યાએ ઝાળનાં ઝાડવાની છાંયડીમા ભીમાના સાથીઓ બેઠા બેઠા કસુંબા ઘૂંટે છે, ત્યાં અસવાર વિનાની બે ઘોડીઓ કારમી હાવળો દેતી, ડુંગરાના ગાળાને ગજવતી, જઈને ઉભી રહી, માથે પૂંછડાના ઝુંડ ઉપાડી લીધા છે. જાણે પોતાના ધણી વગર એના પગ નીચે લા બળતી હોય, તેવી રીતે ઘોડીઓ ડાબા પછાડી રહી છે.

"આ ઘોડીયુ તો ભીમાની ને અભામીયાંની." અભરામ મકરાણી બોલી ઉઠ્યો. "નક્કી એ બેયને કાંઈક આફત પડી."

દોડીને અભરામની વાર બળીઆરે ચડી. જઈને જુવે ત્યાં બન્ને લાશો પડેલી હતી. હજી અભામીયાંનો જીવ ગયો નહોતો. અભરામે એના મ્હોમાં પાણી મૂકીને કહ્યું કે.

"તારા જીવને ગત કરજે, તારા અને ભીમાના મારનારને અમે મારશું."

તમામ લાશોને દફનાવી અબરામે પણ બહારવટું ખેડ્યું અને બાવા ઝુણેજાને માર્યો.

ભીમાની કબર, બળીઆરાના ભાગ ભેરવા ડુંગરની આથમણી બીતિ, સાલરડાના ઝાડ નીચે આજ પણ મોજૂદ છે. લગભગ સને ૧૮૫૦ની આસપાસ ભીમો થઇ ગયો કહેવાય છે.

ભીમો કોઇનાં નાક કાન નહોતો કાપતો.

બાન નહોતો પકડતો.

ગામ નહોતો બાળતો. *



*આ કથાના પ્રસંગો કહેનાર ભાઇ રાણા આલા મલેક, ભીમાની દીકરીના જ દીકરા થાય છે. એનું વર્ણવેલું વૃત્તાંત વિશ્વાસપાત્ર હોય, એવું એ ભાઇની ખાનદાની પરથી સ્પષ્ટ જણાય છે. ભા. શ્રી રાયચુરાએ લખેલી 'ભીમા જત'ની સુંદર કથામાં 'નન્નુરી' નામની જે માશુકનો ઉલ્લેખ છે, તેનો આ ભાઇ રાણા આલાએ સદંતર ઇન્કાર કર્યો છે. એ કહે છે કે ભીમો પરણેલો જ હતો અને એનો એક દીકરો ઓરખડી ગામે હજુ હયાત છે. પરણેલી સ્ત્રી ઉપરાંત છુપો પ્રેમ ભીમાને કદી સપને જ નહિ.



# બાવાં વાળો

"બચ્ચા શનીંગ વાલા! માગ લે."

"બીજું કાંઈ ન જોવે મહારાજ; ફક્ત શેર માટીની ઝંખના છે.

પાવડી ઉપર કપાળ ફેરવીને અવધૂતે ધ્યાન ધર્યું. દસમે દ્વારે જીવ ચડાવીને જોઈ વળ્યા. પછી સમાધિ ઉતારીને બોલ્યા: "તેરા લલાટમેં પુત્ર નહિ હે બેટા."

"તો જેવાં મારાં નસીબ અને જેવા જોગીના વચન! મહાત્માનાં બોલ્યા મિથ્યા થાય: હાથીના દંતૂશળ પેટમાં પેસે: એ આજસુધી નહોતું જોયું બાપુ! મારૂં ખોરડું મહા પાપીયું છે, એટલે વંશ રાખવાની આશાએ તો મેં તમને જાંબુડું ગામ અરપણ કરી દીધું, પણ મારાં પાપનો પાર નહિ આવ્યો હોય!"

જોગી ધમસાણનાથ આ સાંભળીને શરમીંદા બની ગયા. આખરે પોતાના શિર પરથી આ કરજનું પાપ ઉતારવા માટે મરવાનો જ

નિશ્ચય કરીને એ બોલ્યાઃ "અચ્છા ભાઇ ! તેરે ઘર પુત્ર આવેગા —બરાબર નવ મહિના પીછે : લલાટમેં વિભૂતિકા તિલક હોય તો સમઝના કે સંકરને દીયા. *અઠાવીસ વર્ષકા આયુષ રહેગા.' નામ 'બાવા' રખના."

એટલું બોલીને જાંબુડા ગામના ભોંયરામાં મહારાજ ધમસાણ્-નાથે જીવતાં સમાત લીધી. પોતાનો જીવ પોતે લુંધીયાના કાઠી રાણીંગવાળાને ઘેર કાઠીઆણીના ઉદરમાં મેલ્યો, અને બાઇને દિવસ ચડ્યા લાગ્યા.×

નવ મહિને દીકરાનો જન્મ થયો. માતાના પેટમાંથી નીકળતાં જ બાળકને કપાળે ભભૂકતું તિલક દેખાયુ. કુટુંબે 'ઓળી ઝોળી' કરીને બાવો નામ પાડ્યું. રાણીંગવાળાએ ધમસાણનાથથી જગ્યામાં વધુ જમીન દીધી; પણ નાનપણમાં જ બેટા બાવાને મેલીને રાણીંગવાળાએ પરભવનુ ગામતરૂં કર્યું.

* * *

આજે સુડાવડ ગામમાં કારજ છે. પહેલી પાંતે રોટલા ખાઇને બાર વરસનો બાવોવાળો સુડાવડને ચોરે સોમા ધાધલ નામના અમીરના ખોળામાં બપોરે નિંદર કરે છે. માથે લાંબા લાંબા કાનશીયા જટા જેવા વિખરાઇ પડ્યા છે. મુખની કાન્તિ પણ કોઇ ભેખધારીને ભજે તેવી ઝળહળે છે. કારજમાં જેતપુરનો કાઠી દાયરો પણ હાજર છે.

---

* કોઇ તેત્રીસ વર્ષની આવરદા બતાવે છે. × કોઇ કહે છે કે ધમસાણનાથે પોતે નહિ, પણ એના એક ચેલાએ સમાત લીધી.

"હાં કાકા!" જેતપુરના દરબાર મૂળુવાળાએ દેવાવાળાને આંગળી દેખાડીને કહ્યું "જટા મોકળી મેલીને બાવો સૂતો છે. જોયો ને?"

કાકા દેવાવાળાએ ડોકું ધૂણાવ્યું: "હા, બાવો! સાચોસાચ બાવો! કુદરતે બરાબર નામ જોઈને આપ્યું છે હો! બાવો ખરો, મોટા મઠનો બાવો!"

"અને આ બાવો લુંઘીઆનાં રાજ કરશે? એ કરતાં તો ખપ્પર લઈને માગી ખાય તો શું ખોટું?"

"દરબાર!" સનાળીના કશીયાભાઈ ચારણથી ન રહેવાતાં બોલ્યા: "બાવો ખપ્પર લેશે નહિ, પણ બીજા કૈકને ખપ્પર લેવરાવશે, એ ભૂલતા નહિ. મલક આખાને બાવો લોટ મગાવશે."

× × ×

જુવાનીમાં આવતાં જ બાવે બારવટું આદર્યું: એક જેતપુરના દરબાર મૂળુવાળા સામે: કેમકે એણે વાલણીયા ગામમાં બાવા વાળાના બાપની જમીનનો ભાગ દબાવ્યો હતો, અને બીજું વીસાવદરના હરસૂરકા કાઠીઓની સામે. મૂળ વીસાવદર અને ચેલણા પરગણાના ચોરાશી ગામ ઘેરે કરવામાં બે જણાને હાથ હતો: બાવા વાળાના વડવાનો અને હરસૂરકા કાઠી માત્રા વાળાના બાપનો; પણ બેયની વચ્ચે વેરનાં બી વવાયેલાં. બાંટવાના દરબારે બે ય વચ્ચે દા' સળગાવેલો, એમાં બાવાના બાપ રાણીંગે બધો મુલક ઘેરે કરી માત્રાને બહારવટે કાઢેલો. માત્રાની આવરદા બહારવટું ખેડતાં ખેડતાં પૂરી થઈ ગયેલી.

ત્યાં તો બીજી બાજુ એજન્સીની છાવણી ઉતરી. જમીનના સીમાડા નક્કી કરવા નીકળેલા વાકર (Col. Walker) સાહેબના હાથમાં વીસાવદરનો મામલો પણ મૂકાયો અને એમાં એણે રાણીંગવાળાના હાથમાંથી તમામ ગામ આંચકીને માત્રા વાળાના દીકરા હરસૂરવાળાને સોંપી દીધાં. રાણીંગવાળો તો બાવાને નાનો મૂકીને મરી ગયો, પણ મરણ ટાણે આઠ વરસના દીકરા પાસે પાણી મૂકાવતો ગયો કે, "બેટા ! જો મારા પેટનો હો તો બાપની જમીન પાછી મેળવ્યા વગર ઝંપીશ નહિ."

ઝાકાઝીક ! ઝાકાઝીક ! ઝાકાઝીક ! બાવા વાળાની તરવાર ફરવા માંડી. "હરસૂરકા વંશને રહેવા દઉં તો મારૂં નામ બાવો નહિ." એવી પ્રતિજ્ઞા લઇને બાવો પંદર સોળ વરસની ઉમ્મરે તો હરસૂરકાના લીલાંછમ માથાં વાઢવા લાગ્યો.

મેં જાણ્યું રાણીંગ મુવે, રેઢાં રે'શે રાજ
(ત્યાં તો) ઉપાડી ઘર આજ, બમણી ત્રમણી બાવલે.

સૂંઠ જ સવા શેર, ખાધેલ તેં વેળા ખત્રી;
ઘોડે કરીયલ ઘેર, બાપ રાણીંગ જ્યું બાવલા !

વાઢયા અમરેલી વળા ખાંતે લાડરખાન,
લાખ વોરે લોબાન, બાંય નો વોરે બાવલા.

વાળા ! વાઘણીઆ તણો રતી યે ન લીધો રેસ
"દેવાવાળાનો દેસ, બાળી દીધો તેં બાવલા !

માથું મેંદરડા તણું, ભાંગ્યું ભાયાણા !
તુંથી રાણ તણા ! બીએ જેતાણું બાવલા !

ગળકે કામન, ગોંખડે, રંગભીની મધરાત
ઓચીંતાનો આવશે, ભડ બાવો પરભાત.

પંરભાત આવે નત્ય ત્રાડ પટે
ગણુ જીત ત્રંબાળુ તીયાં ગટે
ઘણુમૂલા કંથ આવો ઘડીએ,
ગળકે કામન ગોંખડીએ.

આવીંઠ વન્યાનું ખોરડું ધણ્યને ખાવા ધાય,
પ્રીતમ બાવે પાડિયા, કુંજાં જીં કરલાય.

કુંજ સમી ધણ્ય સાદ કરે
ઘણામૂલા કંથ તું આવ્ય ઘરે
રંગ રેલ ઘણી તળામાં રીયો
થંભ ભાગ્યો ને ખોરડ ઝેર થીયો

બાવાના નામનો એટલો બધો ત્રાસ પડી ગયો, અને એ પછી એક હરસુરકાનાં ગામડાં ધબેડાનાં ગયાં.

૩

સવારને પહોર સૂરજ મા'રાજ કોર કાઢે, અને સાંજે મા'રાજ મેર બેસે. એ બે ય ટાણે બાવોવાળો ઘોડેથી ઉતરી જતો અને ઘીના દીવાની જ્યોત પ્રગટાવી સૂરજ સન્મુખ માળા ફેરતો. ચાહે તેવી સંકડામણમાં પણ એણે એ વ્રત ભાંગ્યું નહોતું. એક વખત પોતે ખુમાણુ પંથકમાંથી લૂંટ કરીને ચાલ્યો આવે છે. વાંસે વા'ર ચડી આવે છે. બંદુકોના ચંબા વાંસેથી છૂટતા આવે છે. એમાં આડી શેત્રુ નામની વખંભર નદી આવી. નદીની ભેખમાં ઉતરતાં જ સૂરજ ઉગીને સામા થયા. એટલે બાવા-વાળાએ ઘોડાથી ઉતરી જ્યોતની તૈયારી કરી, હાથમાં માળા ઉપાડી.

"અરે આપા બાવા!" સાથીઓ કહે છે: "આ સમદરનાં મોજાં જેવી વાર વહી આવે છે, અને અટાણે માળા કરવાનું ટાણું નથી. માટે ગરમાં જઇને કાલ સવારે બે ય દિવસના જાપ હારે કરજો."

"એ ના ના બા, પૂજા કાંઇ છંડાય? તમારી મરજી હોય તો તમે હાલી નીકળો. હું હમણાં જ વાંસોવાસ આવીને તમને આંબી લઉં છું. બાકી માળા તો મારાથી નહિ મેલાય."

કહેવાય છે કે એના સતને પ્રતાપે વાર આડે માર્ગે ઉતરી ગઇ. અને બાવા વાળાએ માળા પૂરી કર્યા પછી જ આગળ ઝગડું દીધું.

ચલાળા ગામમાં તે વખતે દાના ભગતની વેળા ચાલે છે. આપો દાનો કાઠીઓના પીર કહેવાતા. ઠેકાણે ઠેકાણે એના પરચાની વાતો થતી. દાના મહારાજને તો ત્રણ ભુવનની સૂઝે છે: દરીમાં ઘોડાં દોડતાં હોય એ દાનો પીર નજરોનજર ભાળે છે: એની આંતરડી દુવાય તો માણસનું ધનોત પનોત નીકળી જાય: અને એનો આત્મા રીઝે તો નસીબ આડેથી પાંદડું ઉડી જાય: એવી વાતો કાઠીઆવાડમાં પ્રસિદ્ધ હતી. દાના મહારાજની કરણી પણ ભારી ઉંચી કહેવાતી. ગરના એક ગામડાંમાં ભરવાડની છોકરીનું માથું કીડે ખદબદતું હતું, વેદનાનો પાર નહોતો, તેમાંથી પાસ પરને તથા કીડાને દાના ભગતે ત્રણ વાર પોતાની જીભેથી ચાટી લઇને એ છોકરીનો રોગ મટાડ્યો હતો.

એવા અવતારી પુરૂષને ખોળે જઇને બાવાવાળાએ માથું નાખી દીધું. હાથ જોડીને એણે ભગતને મર્મનું વચન ચોડ્યું કે,

"બાપુ ! જે જગ્યામાં દીવેલની ત્રુટ પડતી હોય તો હું માગો એટલું મોકલતો જાઉં."

"કાં બાપ, અવળા વેણ શીદ કાઢ્ય ?"

"ત્યારે શું કરૂં ? મેથી આ દોડાદોડમાં રોજ બે ટાણાં દીવેલ સાથે રાખીને દીવા કરવાની કડાકૂટ થાતી નથી. વાંસે રાજરજવાડાની ગીસ્તું ગોતતી ફરે છે, એટલે હવે મારો દીવો આંહી જ કરતા જાઓ."

"બાવા વાળા ! એટલા સારૂ જગ્યાને આળ કાં દે બાપ ? જા. કોડિયામાં વાટ મેલીને સૂરજ સામે ધરજે. તારા દીવામાં દીવેલ પણ સૂરજ પૂરશે, અને જ્યોત પણ સૂરજ પેટાવશે. જાપ કરતાં આળસતું નહિ. જ્યાં સુધી જાપ કરીશ ત્યાં સુધી વાર તને વીંટીને ચાલશે તો ય નહિ ભાગે."

"અને બાપુ મારૂં મોત ?"

"જ્યોત ન થાય ત્યારે જાણજે કે તારે માથે ઘાત છે. બાકી તો દેવળવાળો જાણે બાપ ! હું કાંઇ ભગવાનનો દીકરો થોડો છું ? પણ સતને માર્ગે રે'જે !"

૪

"કાંઇ વાવડ ?"

"હા સાહેબ, નાંદીવેલે ડુંગરે."

"કેટલા માણસ ?"

"દસ જ. રાતોરાત પહોંચીને ફૂંકી મારવા જોવે. નીકર સવાર ઉગ્યે હાથ આવી રહ્યો."

ગીરના જંગલમાં, બાવા વાળાને જેર કરવા ગાયકવાડ સરકારના બંદર ખાતાનો સાહેબ, જેનું નામ હ્યાટ હતું,* તે પોતાની ટુકડી લઈને ભટકી રહ્યો છે. એક રાતે બાતમીદારે એને બાવાવાળો તુળશીશ્યામની પડખેના શંકરના પોઠીઆના આકારના ભયંકર નાંદીવેલા ડુંગરમાં રાત રહ્યાની બાતમી પહોંચાડી. અને સાહેબે દારૂગોળા લાદીને માઢીઓ વહેતો કર્યો. રાતોરાત એની ટુકડી નાંદીવેલા માથે લપાઈને ચડી ગઈ. બંદૂકદારો બંદૂકો લઈને ગોઠવાઈ ગયા. અને દારૂગોળાનો ભડાકો થાય કે તુર્ત બંદૂકો ધરબીને, સામી ખોપમાં બેઠેલ બહારવટીયાને ઉડાવી મૂકવાની વાટ જોવા લાગ્યા.

મોસૂઝણું થઈ જવા આવ્યું છે. બાવા વાળાને કાંઈ ખબર નથી. એ તો પોતાની રોજની રીતે પથારીમાંથી ઉઠીને પ્રથમ આપા દાનાની સ્તુતિ કરી રહ્યા છે. અને એના રહેઠાણને માથે જ સાથિયા ઉપરથી ગાયળા ઉતારીને, નીચે પાથરેલ ભુંગળું ઉપર હ્યાટ સાહેબના બરકંદાજો દારૂ ઠલવી રહ્યા છે. એક જ ઘડીનું મોડું થાય તો તો બહારવટીયાને જીવવાની બારી જ ન રહે. પણ ત્યાં એક અકસ્માત બન્યો.

---

* આ વાતમાં બીજી સમજ એ છે કે હ્યાટ સાહેબ બાવા વાળા સાથે લડવા તો નહોતો જ ગયો. લડનારી ફોજ જેતપુરની હતી અને નિર્દોષ હ્યાટ તો એચિંતો વેલણ બંદરથી અમરેલી તરફ જતાં પકડાઈ ગયો હતો.

લોકો ભાખે છે કે જે ઘડીએ બાવા વાળાએ આપા દાનાની સ્તુતિ કરી, તે જ ઘડીએ ચલાળા ગામમાં દાના ભગતે પોતાની જગ્યામાં સગડીની પાસે બેઠાં બેઠાં, એક ચીપીઆ વતી સગડીની અંદરથી એક ધગધગતો તિખારો ઉપાડી બીજી બાજુ મેલ્યો, ને મેલતાં મેલતાં પોતે બોલ્યા કે, "હવે મેલ્ય ને એમાં ટાંડી!"

"હવે મેલ્ય ને એમાં ટાંડી !" એ વેણ આંહી આપા દાનાના મોંમાંથી પડ્યું, અને નાંદીવેલાને માથે જાણે કે એ હુકમનો અમલ થયો હોય તેમ, દારૂ પાથરતાં પાથરતાં એક બરકંદાજની બંદૂકની સળગતી જામગરી દારૂમાં અડકી ગઇ. અડકતાં તો ખુંગણુમાં પડેલો ગંજાવર ઢગલો સળગી ઉઠ્યો. હ ડ ડ ડ ! દા લાગ્યો અને સાહેબની ટુકડીના માણસે માણસ જીવતાં ને જીવતાં સળગીને ભડથાં થઇ ગયાં.

"આ શો ગજબ ! આ ભડકા ને આ ભડાકા શેના ! આ બોકાસાં કોનાં !" એમ બોલતા જેમ બહારવટીયા બહાર નીકળ્યા તેમ દારૂખાનાનો દાવાનળ દીઠો. ડુંગરની ખોપો થરથરી ગઇ, અને ગંધકના ગોટેગોટ ધુમાડામાં એક બીજાનાં મોં ન દેખાય એવી આંધી પથરાઇ ગઇ.

બહારવટીયા બહાવરા બનીને ડુંગરામાં દોટાદોટ કરવા લાગ્યા. જાણે ડુંગરાને કોઇએ પોલો કરીને અંદર દારૂખાનું ભર્યું હોય એવી ધણેણાટીથી ભાગતા બેરૂખીને જુવાન બાવા વાળાએ ત્યાં ને ત્યાં સ્થિર ઉભા રહીને પડકારો કર્યો:

"સૂરજના પોતરા ભાગતાં લાજતા નથી કે બા !"

"બાવા વાળા ! ભૂંડે મોતે મરવું ? જીવતા હશું તો નામાં કામાં થઇ શકશે, પણ ભીંત હેઠળ' શીદ કચરાઇ મરવું ?"

"એ બા, કાઠીભાઇ ભાગે તો ય ભડનો દીકરો ! એવું બોલવું બહારવટીયાના મોંમાં ન શોભે. જીવતર વહાલું હોય ઇ ભલે ભાગી નીકળે. મારાથી તો નહિ ખસાય."

ભોંઠા પડીને કાઠીઓ ઉભા રહ્યા. અને થોડી વારમાં ધુમાડો વીંખાયો કે તુરત જ બહારવટીયાઓએ આંટ સાહેબને ઘોડે ચડીને ભાગતો દીઠો.

"એલા ટોપીવાળો જાય."

"એને બરછીએ ધો ! ઝટ પરોવી લ્યો !"

"ખબરદાર, બા કોઇએ ઘા કર્યો છે તો. દોડો, ઘોડાં-ભેળાં કરીને જીવતો ઝાલો. સાહેબ મર્યો લાખનો, પણ જીવતો સવા લાખનો !' એવું બોલીને બાવા વાળાએ પોતાની ઘોડીને પાટીએ ચડાવી. સાહેબના વેલર ઘોડાની પાછળ, હરણ ખોડાં કરે એવા વેગથી, મૃત્યુલોકના વિમાન જેવી કાઠીઆવાડી ઘોડીએ દોટ કાઢી. ને થોડુંક છેટું રહ્યું એટલે બાવા વાળાએ હાકલ કરી કે,

"હવે થંભી જાજે સાહેબ, નીકર હમણાં ભાલામાં પરોવી લીધો સમજજે."

લગામ ખેંચીને આંટે પોતાનો ઘોડો રોકયો, પાછે જોવે તો બાવાવાળાની આંગળીઓના ટેરવા ઉપર બરછી, સુદર્શન-ચક્ર જેવી ઝડપે ચકર ચકર ફરી રહી છે. બાપે બીજો પડકારો કર્યો કે,

"સાહેબ ! તારાં હથિયાર નાખી દે ધરતી માથે. નીકર આ છૂટે એટલી વાર લાગશે. અને હમણાં ટીલડીમાં ચોંટી જાણજે."

સાહેબે આ કાળસ્વરૂપને દેખી શાણપણ વાપર્યું. પોતાનાં હથિયાર હેઠે નાખી દઇ, પોતે માથેથી ટોપી ઉતારી બાવાવાળાની સામે મલકાતે મ્હોંએ ડગલાં દીધાં.

"રામ રામ ! બાવા વાલા રામ રામ !" કહીને ચતુર ગોરાએ પોતાનો હાથ લંબાવ્યો.

સાહેબ લોકોના હથેળી-મિલાપના રિવાજ ન જાણનાર બહારવટીયાએ, કાઠીની રીત મુજબ પોતાનો એક હાથ લંબાવી સાહેબને ખંભે લગાવ્યો અને પછી કહ્યું કે "સાહેબ, તમે મારા કેદી છો."

"અચ્છા બાવા વાલા, કાઠીઆવાડના બહારવટીઆની ખાનદાનીનો મને ઇતબાર છે. તેં મને જીતેલ છે, એટલે લડાઇના કાનૂન પ્રમાણે હું તારો કેદી જ છું."

"સાહેબ, તમારૂં નામ શું?"

"ગ્રાંટ."

"ઘંટ ? ઠીક ઘટ સાહેબ, તમારો ઘોડો મોઢા આગળ કરો, અને ચાલો અમારે ઉતારે."

સાહેબ આગળ અને બાવો વાળો પાછળ, એમ બન્ને ચાલ્યા. બહારવટીયાનાં સોનાનાં સિંહાસનો સરખા ગીરના સેંકડો ડુંગરાઓ અને ગાળાઓ ઓળંગતો ઓળંગતો ગ્રાંટ સાહેબ ગીરની સાયબી

વચ્ચે આ જુવાન કાઠીનું ગજબાટ નિરખે છે. ત્યાં તો જૈતો વેગડ, લોમો ધાધલ ને ભોજો માંગાણી પણ ભેળા થઇ ગયા. છેટેથી સાહેબને અને બાવા વાળાને ભાળતા જ ભોજાએ ચસકો કર્યો કે,

"બાવા વાળા, ટૂંકું કરવું'તું ને!"

"થાય નહિ બા. ઘંટ સાહેબે હથિયાર છોડી દીધાં. પછી એનું રૂંવાડું ય ખાંડું ન થાય. સૂરજ સામે નહિ."

"ત્યારે હવે?"

"હવે જ્યાં આપણે ત્યાં સાહેબ."

"પણ એના ખાવા પીવાનું શું? ઇ તો સુંવાળું માણસ કહેવાય. બાદશાહી બગીચાનું ફૂલ."

"એમાં બીજો ઉપાય નથી. આપણે ખાશું તે સાહેબ ખાશે. બહારવટાં કાંઇ ઢીંગના લગન થોડા છે?"

સાહેબ તો સમજતા હતા કે ગામનો બહારવટીઓ કોણ જાણે કેવી યે આયમીમાં મ્હાલતો હશે. પણ સાંજ પડતાં જ સાહેબનો ભ્રમ ભાગી ગયો. પથરાના ઓશીકાં, ધૂળની પથારી, બાજરાના ધીંગા રોટલાનાં ભોજન, અને આ ડુંગરેથી પેલે ડુંગરે સળગતા બપોરે કે સુસવતા શિયાળાની અધરાતે ઉચાળા આભ નીચે ઉતારા! સાહેબને ગર લાગી. તાવ લાગુ પડ્યો. રોજરોજ બહારવટીયાની સાથે જ ચોગ તગડી તગડીને સાહેબની કાયા તૂટી પડી. એની નસો ખેંચાવા લાગી. ગત દિવસ એને મોઢવાનચીત કરવાનું સ્થળ ન મળે. બહારવટીયા દારૂ પીને કલ્લોલ કરતા હોય ત્યારે પોતે

તાવથી પીડાતો સલામત પડ્યો રહે, અને પોતાના છુટકારાની ઘડી પણ ક્યારે આવશે એ વાતનો ક્યાંય તાગ ન આવે. મોતનાં પરિયાણ મંડાયાં માનીને આ ગીરની નિર્જનતા વચ્ચે પોતાનાં બાળબચ્ચાંના અને પોતાની વહાલી મકમનાં વસમાં સંભારણાં અનુભવવા માંડ્યાં. એક દિવસ ધાણી ફુટે એવા બળબળતા તાવમાં પડ્યાં પડ્યાં, બેહોશ થઇ ગયેલા સાહેબે ડુંગરાની ગાળીની અંદર બહારવટીઆને નીચે પ્રમાણે વાત કરતા સાંભળ્યા :

"બાવા વાળા, સાહેબને પકડીને તો તેં સાપ બાંડો કર્યો છે."

"હોય બા, થાતાં થઇ ગયું."

"આપા બાવા વાળા. આખી કાઠીઆવાડને ધમરોળી નાખત તો ય કોઇની બીક નહોતી. પણ આ તો ગોરાને માથે આપણો હાથ પડ્યો. એના એક ગોરા સાટુ રાણી મરકાર પોતાનું આખું રાજપાટ ડુલ કરી નાખે, ઇ જાણ્યું ને ?"

જાણું છું."

"અને આ ગરને ઝાડવે ઝાડવે ગોરો ચોકી કરવા આવશે હો ?"

"હો !"

"બાવા વાળા, જોઇ ને ! સાહેબને ઝાલ્યા પછી આજસુધી આપણાં ઘોડાનાં પાખર નથી ઉતર્યાં. કે નથી આપણાં બખતર ઉતર્યાં, નથી એકેય રાત નીંદર કરી. હવે તો ડીલના કટકા થઇ ગયા છે, અને આ માંદાને ઉપાડવો પડે છે."

"ત્યારે હવે તો શું કરવું ભાઇ મોજા!"

"બીજું શું ? એનું ટૂંકું કરી નાખીએ."

સાંભળીને સાહેબને અંગે પરસેવો વળી ગયો. એના અંતરમાં પ્રભુનું નામ બોલવા લાગ્યું.

બાવા વાળાએ જવાબ દીધો કે "ભાઇ, એમાં ડહાપણ નહિ કે'વાય. સાહેબને માર્યા ભેળી તો આખી વસ્તાત આંહી ઉતરી સમજજો, અને જીવતો રાખશું તો કો'ક દિ' વષ્ટિ કરીને સરકાર આપણું બારવટું પાર પડાવશે. માટે સ્વારથની ગણતરીએ ય મરાય નહિ. બાકી તો હવે તમે કહો તેમ કરીએ."

જુવાન બાવા વાળાની આવી શાણી શિખામણ સાંભળીને મોટા મોટા તમામ અમીરોને ગળે ઘૂંટડો ઉતરી ગયો. અને સાહેબ ઉપર જાપ્તો રાખીને બહારવટું ખેડાવા લાગ્યું. ગોરા ટોપીવાળાઓની જે વખતે ગામડે ગામડે ફે ફાટતી, તેવા વખતમાં બાવા વાળાની આવી ગઝબની છાતી સાંભળીને કીર્તિના દુહા જોડાવા લાગ્યા કે—

ટોપી ને તરવાર, નર બીજાને નમે નહિ,
સાહેબને મહિના ચાર, બંદીખાને રાખ્યો બાવલા !

[દેશમાં એમ કહેવાતું કે ટોપી અને તરવાર પહેરનાર અંગ્રેજ લોકો કોઇ બીજા માણસને નમતા નથી. પણ તે તો હે બાવા વાળા, ગોરાને ચાર મહિના કેદમાં રાખ્યો]

વશ કીધો વેલણનો ધણી, ગરમાં ઘટને જે,
(એની) વાળા વડ્યાતે સુંઘું પૂગી બાવલા !

[વિલાયત બંદરના સાહેબ ગ્રાંટને તેં કેદ કર્યો,-તેની જમીન તો એ બાવા વાળા ! છેક વિલાયત પહોંચી ગઈ છે.]

ઘંટ ફરતો ઘાણું દળવા ફેજ દાણા
એને મ્હોં બાંધીને માણ્યા ! બેઠારી રાખ્યો તેં બાવલા !

(આ ગ્રાંટ સાહેબ, કે જે મોટી ઘંટી રૂપી બનીને બહારવટીયા રૂપી દાણાને દળી પીસી નાખવા ગીરમાં ફરતો (ચાલતો હતો) તેને હે બાવા-વાળા, તેં મ્હોં બાંધીને બેઠારી દીધો—આ દુહામાં 'ઘંટ' શબ્દ ઉપર શ્લેષ છે: (૧) ગ્રાંટ સાહેબ. (૨) બળદથી ચાલતી, અનાજ દળવાની મોટી ઘંટી.)

સરકારે ગ્રાંટના વાવડ લેવા બહુ ઈલાજો કર્યા, પણ બહારવટીયાઓએ પત્તો લાગવા દીધો નહિ.

સરકારની શરમનો પાર નહોતો રહ્યો. રાજકોટથી માંડી વિલાયત સુધીના ટોપીવાળા કાંડાં કરડતા હતા. કપ્તાન દરજ્જાનો એક અંગ્રેજ ગીરના કયા ગાળામાં દટાઈ રહ્યો છે, તેનો પત્તો ન મળે તો તો કાલ સવારે જ અંગ્રેજની બેસતી બાદશાહીને ગણકારશે કોણ ? સરકારી તોપખાનું ગીરમાં લઈ જઈને કયા ડુંગરા સામે માંડવું ? વિચાર પડતી વાત થઈ.

મુંબઈ સરકારે આખરે ખબર કઢાવ્યા કે "બાવા વાળાને શું જોઈએ છે?"

કોઈ વટેમાર્ગુએ સરકારને ચિઠ્ઠી પહોંચાડી કે બાવાવાળાને એનું વીસાવદર પરગણું પાછું મળશે તો જ ગ્રાંટને જીવતો ભાળશો.

કોઈને ખબર ન પડી કે ચિઠ્ઠી મૂળ આવી કયે ઠેકાણેથી ! અને સરકારને ફાળ પડી ગઈ કે ગ્રાંટને અને મોતને ઝાઝું છેટું નથી રહ્યું.

મુંબઇની સરકારમાંથી જુનાગઢના નવાબ ઉપર ખરીતો ગયો કે ચાહે તે ભોગે પણ હસુરકા કાઠીની પાસેથી વીસાવદર પરગણું બાવા વાળાને અપાવો. અને જો ગ્રાંટના ખૂનનું ટીપું પડશે તો ગોરી પલ્ટનો ઉતરીને ગીર સળગાવી નાખશે, અને રાણી સરકારનો ખોફ તમારા રજવાડા ઉપર ઉતરશે.

નવાબના ચતુર દિવાને ગીરના ગાળામાં સંદેશો પહોંચાડયો. જુનાગઢની મદદથી વીસાવદર પરગણું બાવા વાળાને હાથ પડયું. અને કપ્તાન ગ્રાંટને ગીરમાં છૂટો મેલી બહારવટીયા વીસાવદરની ગાદી ઉપર ગયા.

૫

સોરઠી ગીરની અંદર, ધ્રાફડ નદીને કિનારે, ચેકરીયા અને વીસાવદર ગામની વચ્ચે 'જમીનો ધડો' નામે ઓળખાતો એક નાનો ડુંગર છે. એ જગ્યા ઉપર દાતારની જગ્યા પાસે એક ગામડું વસાવીને બાવા વાળાએ રહેઠાણ કર્યું હતું. પડખે જ ઘાટી ઝાડીથી ભરેલી ગીર હોવાથી બહારવટીયાને સંતાવાની સુગમતા પડતી. ગીર તો માનું પેટ ગણાય છે; પરંતુ વિજયના મદમાં ચકચૂર થયેલા બાવાવાળાની બુદ્ધિ ફરી ગઇ હતી. એણે માણસાઇ મેલી દીધી હતી.

બાવા વાળાના દેહમાં જુવાનીનાં તેજ કિરણો કાઢી રહ્યાં છે. એની રૂપ જાણે કે શરીરમાં સમાતી નથી. પણ પોતે બહારવટાના પંથે ઉભો છે, અને બાપા દાનાનું દીધેલ માદળિયું બાંધે છે. પોતાના હાથમાં રેડી જ્યોત થાય છે. ચેટલાં ચિન્હ માથે લઇ ફરનારા પુરુષની નાડી લમરી કે એમ બંને નહિ એ રીતે બહારવટીયો

જુવાનીને ચારે કોરથી દબાવીને વર્તે છે. પરણેલ છે, પણ કાઠીઆણી ચસાળે આપા દાનાની પાસે જ રહે છે.*

"ભણું' માત્રા '!' ભોજા માંગણીએ વાત છેડી, "ધમસાણ-નાથજીએ આની આવરદા કેટલી બાંધી છે ખબર છે ને ?"

"હા ભોજા, અઠ્ઠાવીસ વરસની."

"દીવો ઓલવાતાં કાંઇ વાર લાગશે ?"

"ના. અઠ્ઠાવીસ વરસ તો કાલ સવારે પૂરાં થાશે."

"પછી એના વંશમાં અંધારૂં થઇ જશે ને ?"

"તો તો મહા પ્રાછત લાગ્યું લેખાય."

"તો પછી આઇને ચસાળે ન બેસારી રખાય."

માત્રો સમજી ગયો. ખાવા વાળાને પૂછશું તો ના પાડશે, એમ માનીને છાનોમાનો અસવારને ચસાળે રવાના કર્યો. બીજે દિવસે

*એમ પણ કહેવાય છે કે કાઠીઆણી પોતાને પીયર ખડકાળા ગામે જ રહેતાં. એક વાર રાતે બહારવટીઆએ ખડકાળા ગામને પાદર મુકામ નાખીને બાઇને તેડાવેલાં. બાઇએ જવાબ વાળેલો કે "દરબારને કહેજો કે મારાથી ન અવાય. અમે સ્ત્રી જાત તો લીલો સાંઠો કહેવાઇએ. વખત છે ને દૈવનો કોપ થાય, તો દુનિયા વાતું કરશે કે ધણી તો બહારો પથરાનાં ઓશીકાં કરીને બારવટાં ખેડે છે, અને બાયડી ઘેરે છોકરાં જણે છે ! આવું થાય તો મરે મારીનું નીચાજોણું પડે. માટે દરબારને કહેજો કે ઉધારેઉધાર તેડાવીને ભેળી રાખવી હોય તો જ તેડાવજો !"

દીવો વાટયો ચડ્યા પહેલાં તો 'આઇ'ને લઇને અસ્વાર જમીના ધડા ભેળો થઇ ગયો.

રાત પડી. અધરાતે દાયરો વીંખાયો. સહુની પથારી વચ્ચે પોતાની પથારી ન જોવાથી બાવા વાળાએ પૂછ્યુ, "મારી પથારી ક્યાં ?"

"આજની તમારી પથારી ઓરડે છે, બાવા વાળા !"

બાવા વાળો સમજી ગયો. એને કોઇએ જાણ નહોતી કરી. અચાનક મેળાપ થાતાં એને હેતના ને હરખના હિલોળા ચડશે, એમ સહુના અંતરમાં આશા હતી. કાઠીઆણી પણ પરણ્યા પછી કંથને આજ ઘણે વરસે મળવાનુ છે, એવા કોડથી જુઈ ને મલીરની નવી નકોર સુગંધ દેતી જોડ ધારણ કરીને જમરખ દીવડે પોતાના સાવઝશૂરા કંથની વાટ જોવે છે. પતિરાજના પોરસ થકી ફુલના દેહ ઉપર ચૂડલીઓ તૂટું તૂટું થાય છે.

દાયરામાંથી ઉઠીને અધરાતે બાવો વાળો ઓરડે આવ્યો. રંગભીના ઓરડામાં રાજવણને બેઠેલી ભાળતાં જ એને અચંબો ઉપજ્યો.

"તું ક્યાંથી ?" જરાય મ્હોં મલકાવ્યા વગર પૂછ્યું.

"તમારી તેડાવી !" બોજુડી સ્ત્રી હજુ હસે છે.

"મેં તેડાવેલી ? ના ! કોની સાથે આવી ?"

"તમારા કાઠી સાથે."

ત્યાં તો બાવા વાળાનાં રૂંવાડાં બેઠાં થઇ ગયાં. એની આંખોમાં દેવતા મેલાણો. "તું મારી બઅી! પરપુરૂષ સાથે હાથી આવી! બહુ અધીરાઇ હતી!"

"દરબાર, અધીરાઇ ન હોય? ધણીને મળવાની અધીરાઇ ન હોય? મેં શું પાપ કર્યું?"

બાવા વાળાની જીભે માઝા મૂકી.

"કાઠી! કાઠી!" આઇની કાયા કાંપવા મંડી, "જરા કરી જાઓ, આ શુ બોલો છો! સાવઝ તરણાં ચાવે છે! દરબાર! આટલા બધા વહેમ!઼ તો તમારીયું......"

બાવા વાળાએ તરવાર ખેંચી.

"ઓહોહો! દાતરડાની બીક દેખાડો છો! આ લ્યો." એમ કહેતી કાઠીઆણી ગરદન ઝૂકાવીને ઉભી રહી. દયાવિહોણા બહારવટીયાએ અબળાની ગરદન પર ઝાટકો ચોંટાડ્યો. જે ગળામાં પિયુજીની મીઠી ભૂજા પડવાની હતી, ત્યાં તરવાર પડી અને ઘડી બે ઘડીમાં તો એનો જીવ જતો રહ્યો. અત્યારે એ બાઇની ચુંદડી ને એનો મોડીઓ ખડકાળા નામના ગામમાં પૂજાય છે.

બાવાવાળાથી થાતાં તો થઇ ગયું, પણ પછી તો એની રીસ ઉતરી. કાઠીઆણીનું નિર્દોષ મોં એની નજરમાં રમવા માંડ્યું, અને એને પસ્તાવો ઉપડ્યો. અંતરમાં ઝાળ ઉઠી. ક્યાં યે ઝંપ નથી વળતો. આંખે અખંડ આંસુડાં ઝરે છે. એણે બોલવું ચાલવું પણ બંધ કરી નાખ્યું છે.

"બાવા વાળા !" પોતાના સાથીઓ સમજાવવા લાગ્યા, "હવે ચીંથરાં શું ફાડછ ? ઓરતો થાતો હોય તો પ્રભુની માળા ફેરવ્ય. પણ માણસ કાં મટી જા ?"

તો યે બાવા વાળાને શાંતિ વળી નહિ. છાનોમાનો નીકળીને એ ગોપનાથ પહોંચ્યો. દરિયામાં સ્નાન કરીને મંદિરમાં જઇ ઊભો રહ્યો. તરવાર કાઢીને એણે દેવની પ્રતિમાજી સમક્ષ કમળ-પૂજા ખાવાની તૈયારી કરી. ચોધારાં આંસુડાં ચાલ્યા જાય છે. અને સ્ત્રી હત્યાના પાપનો પોતે વિલાપ કરે છે. તે વખતે નાગરવ ગીયડ નામના ચારણે એનો હાથ ઝાલીને ઓચિંતી તરવાર ઝૂંટવી લીધી.

"નાગરવ ભા ! મને મરવા દે." બાવા વાળાએ તરવાર પાછી માગી.

"બાવા વળા ! બે ય કાં બગાડ ? પેટ તરવાર નાખ્યે અસ્ત્રી-હત્યા ઉતરશે એમ, માનછ ? મરીને ભૂત સરજીશ, બાવા વાળા ! અને શાંતિનો છાંટો ય નહિ જડે. માટે આદર્યાં કામ પૂરાં કર, અને સંસારમાં રહીને પાપ ભસમ થાય એવી પ્રભુ-ભક્તિ કર."

એમ ફોસલાવીને બાવાવાળાને પાછા લઇ ગયા, અને એને ફરી વાર પરણાવ્યા.

૬

"આજ તો સરધારપરને માથે પડીએ."

"દરબાર, ઇ બીહરાનો મારગ લેવા જેવો નથી. ત્યાં તો આયરની વસ્તી વસે છે."

"પણ આયરોને દરબાર મૂળુવાળાએ ઉચાળા ભરાવી બહાર કાઢ્યા છે. ઇ આયરો તો ઉલટા આપણી ભેર કરશે."

એવી ભ્રમણામાં પડીને ત્રણસો ઘોડે બાવો વાળો સરધારપર બાંગવા હાલ્યો. સાથે માનો વેગડ, લોમો ધાધલ, ભોજો ભીંગાણી, જોઇસર બસીઓ વગેરે કાળદૂત જેવા બાહર્વટીઆ ચડ્યા છે. તુર્ત જ સરધારપરમાં જાણ થઇ કે આજ બાવો વાળો પડશે. જેતપુરના દરબારે જે આયરોના ઉચાળા બહાર કઢાવ્યા હતા, તેમાંથી એક બોલ્યો કે "વધામણી! આજ મૂળુવાળાની મૂછનો વળ ઉતરી જાશે."

"અરે ફટ તમને આયરના દીકરાઓ! એલા, આજ મૂળુવાળે કઢાવ્યા, પણ આજ સુધી દાંતમાં અન્ન કોનું ભર્યું છે? આપણુ જીવ્યે બાવા વાળો સરધારપર ભાંગે? મા ધરત્યે ને દીકરા ગળ ચોખા જમે? બાવો વાળો બોડકીયુંમાં ચર્યો છે, પણ હજી સીંગાળીયુંમાં નથી આવ્યો. આવવા દો એને".

પોતાના દરબારે નજીવા જ કારણથી ઓચિંતા ખોરડાં ખાલી કરાવીને આયરોને બહાર કઢાવ્યા છે, ક્યાં જવું તેનો વિચાર કરતા આયરો અંતરિયાળ ઉચાળા લઇને પડ્યા છે. બચ્ચાં રુવે છે, કોઇ ગર્ભવતી આયરાણીઓ પીડાતી પડી છે, ઘરડાં બુઢ્ઢાં, બિમાર અને આંધળાં અપંગ આયરોને ઉંચે આભ ને નીચે ધરતી જેવું થયું છે. વરસતા વરસાદમાં વિના વાંકે દરબારે બહાર કઢાવ્યા તેથી બોર બોર જેવાં પાણી પાડતી આયરાણીઓ અંતરમાં દરબારને શાપ દઇ રહી છે. તેમ છતાં પણ ધણીની લાજ આબરૂ સાચવવાનો સમો આવ્યો સમજી આયરો ઉભા થઇ ગયા, આયરાણીઓ સાંબેલાં લઇને ઉભી

રહી, ને ગામની બજારમાં એવી તો ધરા બંધાઇ ગઇ કે જાણે વાલ્યો વણાઇ ગઇ છે. એવા નીમકહલાલ આયરો ઉપર બાવો વાળો તૂટી પડ્યો. ખસી જાવ ! ખસી જાવ ! એવા ઘણા પડકારા કર્યા. પણ આયરોનો તો ઘટાટોપ બંધાઇ ગયો. કોઇએ પાછો પગ દીધો નહિ. ત્યારે બાવા વાળાએ કહ્યું: " આ ભૂત વરણ છે. લાખ વાતેં ય નહિ ખસે. માટે હવે વાટ્ય કોની જોવી ? કાપી નાખો."

પછી મંડ્યા વાઢવા. આયરઆયરાણીઓના ઢગલા ઢાળી દીધા. એકેએક આયર, છાતીના ઘા ઝીલતો ઝીલતો પડકારી રહ્યો છે કે " હા મારા બાપો ! મોરલીધરનું નામ ! મોત ન બગાડજો ! આવી ઉજળી ઘડી ફરી નથી મળવાની."

પણ બાવા વાળાના કાળઝાળ કટકે આયરોનો સોથ વાળી દીધો. પાંત્રીસ મોડબંધા પડ્યા. અંકોર વરતાઇ ગયો. આજ પણ સરદારપરની બજારે અને પાદરમાં સીંદુરવરણા પાળીઆનો પાર નથી. જોતાંની વાર્ જ આપણા દિલમાં અરેરાટી છૂટી જાય છે.

સારી પેઠે સોનુંરૂપું લૂંટીને બાવા વાળો ભાગ્યો.

અસવાર તો ક્યારનો નીકળી ચૂક્યો હતો. જેતપૂર ખબર પહોંચી ગયા. જેતપૂરમાં દરબાર દેવા વાળા પથારીવશ પડ્યા છે. એનાથી તો ઉઠાય તેમ નહોતું, પણ ભત્રીજા મૂળુ વાળાએ વાંદર્ય ઘોડીને માથે પલાણ મંડાવ્યાં.

" મૂળુ ! " દેવા વાળાએ ચેતવણી દીધી. " જોજે હો ! વાંદર્યને લજવતો નહિ."

મૂળુ વાળે ઘોડાં હાંક્યાં. વાવડ મળ્યા હતા કે ગોરવીઆળીની

સીમમાં બહારવટીઆ રોટલા ખાવા રોકાશે, એટલે પોતે બરાબર દેહલી ધારનો મારગ લીધો.

આંહી બહારવટીયા ગોરખીઆળીની સીમમાં બેસીને રોટલાની તૈયારી કરે છે, ત્યાં તો એક અસવારે આભમાં ડમરી ચડતી ભાળી. જોયું તો ભાલાં સૂરજને સંદેશા દેતાં આવે છે. પલકારામાં તો દેહલી ધાર ઉપર ભાલાં ઝળકતાં દેખાયાં. અસવારે ચીસ નાખી કે "બાપુ ગજબ થયો. આપો દેવો વાળો પોગ્યા. દેવો કાંધડનો ! હવે કટકેય નહિ મેલે."

બાવો વાળો નજર ઠેરવીને નિહાળી રહ્યો. દેહલી ધાર માથે અસવારો ઉતરીઉતરીને ઘોડાંના તંગ તાણવા ને અફીણની ખરલો ઘૂંટતા લાગ્યા.

"ઝખ મારે છે !" બાવાવાળાએ હરખનો લલકાર કર્યો "નક્કી ભાઇ મૂળુ વાળો છે. દેવો વાળો ન હોય. દેવો કાંધડનો હોય તો તો કદિ તંગ ખેંચવા યે રોકાય ? દેવો દીસે તગે ઘોડાં ભેળાં કરે. ફિકર નહિ. હવે તમ તમારે નિરાંતે ઘોડાં પલાણો."

ઝબોઝબ ઘોડાં ઉપર ધાસીઆ નખાયા અને કાઠીઓ ચડી ગયા. સામી બાજુથી મૂળુ વાળો અફીણ કસુંબો લઇને અને તંગ તાણીને ઉતર્યો.

બે ય સગા માશીયાઇ : બેય ગોરખીઆળીની સપાટ ધરતીમાં સામસામા આટકયા. પેંગડા માથે ઉભા થઇ જઇને બે ય જણાએ ભાલાં ઉગામ્યાં, આભને બેદે એવા સામસામા પડકારા દેવાણા. પણ ત્યાં તો, કોણ જાણે શી દૈવગતિ બની કે રણમાં સદા પીલાની જેમ જડાઇ જનારી વાંદર્ય ઘોડી પોતાના અસ્વાર

મૂળુ વાળાના હાથમાંથી નીકળીને પાછી ફરી ગઇ. મૂળુવાળા તે વખતે ભૂંડા દેખાણા. મૂળુભાઇ ભાગો મા ! મૂળુભાઇ ભાગો મા ! નહિ મારી નાખીએ ! લોહીનો ટસકો ય નહિ ટપકાવીએ ! એ બા ઉભા રો ! ઉભા રો ! એવા સરકા શત્રુનાં માણસો પાડવા લાગ્યાં. અને પછી મૂળુવાળે ઘણી યે વાંર્યને પા ગાઉ માથેથી પાછી વાળી, પણ ત્યાં તો ગોરવીઆળીના ચારણોને જાણ થાતાં એ બધા દોટ મેલીને આંબી ગયા. બે ય કટકને જોગમાયાની દુહાઇ દઇને નોખાં પાડ્યાં. ચારણના દીકરા વચ્ચે આવવાથી બે ય માથાઆઇ નોખનોખી દિશામાં કટકને હાંકી ગયા.

*

" બાપુ ! ભાઇ મૂળુ વાળાએ પારોઠનાં પગલાં ભર્યાં ! " એમ જેતપુરમાં વાવડ પહોંચ્યા. સાંભળતાં જ દેવો વાળો પથારીમાં પડ્યા પડ્યા મોઢું ઢાંકી ગયા. ભત્રીજો આવતાં જ આપા દેવાએ પડખું ફરીને કહી દીધુ કે " મને મોં દેખાડીશ મા ! "

" અરે કાકા ! પણ મારો વાંક નહોતો. હું ન ભાગું. મારાં ભાગ્ય અવળાં તે વાંર્ય ફરી ગઇ. પણ હવે તમારે પગે હાથ દઇને કહું છું કે હું બાવાને ફરીવાર ભેટીશ. અને ઘોડી ફરી હતી કે હું ફર્યો હતો તે બતાવી દઇશ. "

એટલી ખાત્રી મળ્યા પછી જ દેવા વાળાએ મોં પરથી લૂગડું ખસેડ્યું.

૭

"આવો આવો આપા માણસુર ! " ડુંગરના તખ્ત ઉપર બિરાજેલા બાવા વાળાએ મહેમાનોને આવકાર આપ્યો.

"આપા ખાવા વાળા !" માણસુર ધાધલ બોલ્યા, "હું આજ સ્વારથની વાતે આવ્યો છું."

"બોલો ભા !"

"જો ભાઇ, મારે ગુંદાળા ગામમાં ખોરડાં કરવાં છે. પણ જો તું એ ગામને માથે ન પડવાનો હો તો જ હું ખોરડાં કરૂં."

"આપા ખાવા વાળા !" ખાવાનો સંગાથી જેઠસુર બસીઓ કે જે માણસુર ધાધલનો સગો માશીઆઇ થતો હતો, તે વચ્ચેથી જ બોલી ઉઠ્યો : "આપા, જો વેણ પળાય એમ હોય તો જ હા પાડજો હો. નીકર પછી થૂંક્યું ગળવું પડશે, ને અમારૂં એ ય ભાઇબંધુંનું મોત બગડશે."

"બહુ સારૂ આપા માણસુર, જાવ મારો કોલ છે. ગુંદાળા માથે ન ચડવાનું હું પાણી મેલું છું"

માણસુર ધાધલે તો ગુંદાળે જઇને રૂપાળાં ખોરડાં ચણાવ્યાં અને એક જેઆવીયા કાઠીની જમીન પોતાના ગંડાણમાં હતી તે લઇને ખેડવાનું આદર્યું. ખાવા વાળાના વેણ માથે એને વિશ્વાસ છે.

પણ ખાવા વાળાનો કાળ આવવા બેઠો છે ને ! એટલે જે કાઠીની જમીન માણસુર ધાધલ ખેડવા મંડયો એ જ જેઆવીયા કાઠીએ વહેતાં મેલ્યાં ખાવા વાળાની પાસે. જઇને ખાવા વાળાને ચડાવ્યો :

"બહું આપા ખાવા વાળા ! હાલ્ય. ગુંદાળા માથે ત્રાટક દે ને. રેઢું હેમ પાથર્યું છે."

"પણ આપા, મારાથી જીભ કચરાઇ ગઇ છે. શું કરૂં ?" બાવા વાળાની દાઢ તો સળકી. પણ કોલ ઉથાપવાનો ડર લાગ્યો.

"આપા બાવાવાળા, બરાબર. તારો કોલ સાચો. એટલે તું માણસુરના ઘમાચા ચૂંથીશ મા. પણ ગુંદાળામાં તો હેમ પાથર્યું છે, હેમ !"

ધર્મના માર્ગેથી લપસી ગએલ બાવા વાળો લોભાઇને આખરે ગુંદાળા માથે ચડયો. આવતાં જ છેટેથી એને માણસુર ધાધલે ભાળ્યો. માણસુરે આઘેથી ધા નાખી :

"અરરર બાવા વાળા ! વચન લોપ્યું ! આપા દાનાને લજાવ્યો ! કમતીઆ ! ડાકણ પણ એક ઘર છોડી દે. તું ઇથી યે ઉતરતો પાક્યો ?"

"આપા માણસુર !" ભોંઠા પડેલા બાવાએ ગોટા વાળ્યા. "તું તારે તારૂં સંભાળ્ય, તારૂં રૅવાડું ય ખાંડું નહિ કરૂં !"

"હવે બસ કરી જા બાવા વાળા !" માણસુર ધાધલ તલવાર કાઢીને બહાર નીકળ્યો. "કાઠીના પેટનો થઇને મને મારૂં એકલાનું ઘર વહાલું કરવાનું કહેછ ? મને પણ તું જેવો જ માન્યો ?"

એમ બોલતો માણસુર ધાધલ ગામની રક્ષા માટે ઓરડેથી ઉતર્યો. જતાંજતાં પોતાની સ્ત્રીને કહ્યું : "કાઠીયાણી ! બે ય છોકરાંઓને ઓરડામાં પૂરી રાખજે."

એટલું બોલીને માણસુર કેસરી સિંહની જેમ કૂદ્યો. 'જાળવ્ય ! માણસુર જાળવ્ય !' એમ બાવા વાળાએ હાકલા કર્યા. પણ જાળવે

શું ? તલવાર લઈને માણસુરે એકલાએ રણ આદર્યું. ઘડી એકમાં તો એના પરજેપરજા ઉડી ગયા.

ત્યાં તો ખોરડા ઉપરથી છાપરું ફાડીને માણસુર ધાધલનો નાનો દીકરો બહાર નીકળ્યો. એણે પોતાના બાપને ધીંગાણે શોભતો દીઠો. પોતાની પાસે તરવાર તો નહોતી એટલે શત્રુઓ ઉપર એ લાકડીના ઘા કરવા મંડ્યો.

"બાપુ !" અસવારો બોલ્યા: "છોકરો ઘોડાં માથે પરોણાની પ્રાછટ બોલાવે છે."

"મારશો મા ! ઇ ટાબરને મારશો મા ! એને ઝાલી લ્યો અને હવે હાલો. ઝટ ભાગી નીકળો ! લૂંટ નથી કરવી. દાટ વાળી નાખ્યો." એમ કહીને એણે ભૂંડે મ્હોંએ વીસાવદરનો કેડો લીધો.

માર્ગે એક નહેરું આવે છે. ત્યાં માણસુરના ભાઈ જેસુર બસીઆને પોતાના અસવારો સાથે તડકા ગાળવા બેઠેલો દીઠો. અને જેસુરે બાવા વાળાને દીઠો.

"કોણ બાવા વાળો ?"

"હા, આપા જેસુર !"

પણ એ હોંકારામાં રામ નથી રહ્યાં. બાવા વાળાના મોં ઉપ-રથી વિભૂતિ માત્ર ઉડી ગઇ છે. અને વળી બાવા વાળો ગુંદાળાને માર્ગેથી ચાલ્યો આવે છે. એટલે જેસુરે અનુમાન કરી લીધું.

"કાળો કામો કરીને આવછ ને ભાઈ !"

બાવાવાળો ચૂપ જ રહ્યો.

"બાવા વાળા ! બીજું તો શું કરૂં ? તારૂં અન્ન મારી દાઢમાં છે. તારી થાળીમાંથી ઘણા દિ' રોટલાનાં બટકાં ભાંગ્યાં છે. પણ હવે રામ રામ ! આપણાં અંજળ ખૂટી ગયાં."

જોસુરના વળના જેટલા અસવારો હતા તે તમામ તરી નીકળ્યા. અને બાવો વાળો ભોજા માંગાણીને લઇ મારગે ચડ્યો. પણ આજ એની દશા પલટાતી હતી, એટલે એની કાંધે કુમત જ ચડી બેઠી હતી. ભોજા માંગાણીએ પાસેના ખેતરમાં એક બેઠાડ આદમી સામે આંગળી ચીંધીને પૂછ્યું,

"આપા બાવા વાળા, ઓલ્યો સાંતી હાંકે ઇ કોણ છે, ઓળખ્યો ?"

"કોણ છે ભોજા ?"

"ઇ હરસૂરવાળો પોતે : તારો ચોરાશી પાદરનો ગઇ કાલનો ધણી."

"એટલે તારૂં કહેવું શું છે, ભોજા ?"

"બાવા વાળા ! દુશ્મનની આવી દશા દીઠી જાય છે ખરી ? સાવઝને શું તરણાં ખાતો કરાય ?"

"ત્યારે શું શત્રુના પગ ધોઇને પીવાતા હશે ?"

"બાવા વાળા, એને વધુ નહિ, એક જ ગામડી દે; પણ આ હરસૂરવાળાના હાથમાં સાંતી તો દેખ્યું નથી જાતું."

"બોજા ! જમીન ચાકડે નથી ઉતરથી જાણુછ ને ?"

"તો પછી બાવા વાળા ! બોજે ય ચાકડે નથી ઉતરતો, ઇ યે તું જાણુછ ને ?"

"એટલે બોજા !" બાવા વાળો તિરસ્કારથી હસ્યો. "બહુ દાઝ્યું હોય તો એને ચોરાશી યે ચોરાશી પાદર પાછાં અપાવજે !"

"બાવા વાળા ! તારા મોંમાં અવળાં વેણ ન શોભે. બાકી તો તું જાણુછ ને ? વિકમા ગયા, શેખવા ગયા, જોરસરે તને છોડ્યો; એમ પછી પીંછડાં વિનાનો મોર રૂડો લાગશે ?"

"મોર હશે તો નવાં હજાર પીંછડાં આવશે."

"પછી ઓરતો નહિ થાય ને ?"

"ના ના, આ લે, એક બરછી બાંધજ, ને આ બીજી પણ ભેળી બાંધજે."

"ત્યારે હવે રામ રામ બા. શેલણા ને વીસાવદરનાં એક મો ને અડસઠ પાદરના ધણી ! જાગતો રે'જે !" એટલું કહીને બોજો માંગાણી પોતાનાં ઘોડાં તારવી પાછો વળ્યો. સીધેસીધો ખેતરમાં સાંતી હાલતું હતું ત્યાં ઘોડી હાંકી. જઇને પડકારો કર્યો:

"આપા હરસૂરવાળા ! મેલી દે સાંતી. ઠાકર તારાં ચોરાશી યે ચોરાશી તને પાછાં આપશે."

"બોજા માંગાણી ! આ બે સાંતીની જમીન રહી છે એ ય નથી સહેવાતી કે શું ? આભને ઓજે રડીને મારા છોરડાં ઉછેરૂં છું:

એટલું યે તારી આંખમાં ખટકે છે કે બાઇ!" બોલતાં બોલતાં હરસુરવાળાની પાંપણો પલળતી લાગી.

હેઠા ઉતરીને લોમાએ પોતાની તરવાર હરસુરવાળાના હાથમાં દીધી, અને બોલ્યો, "આપા હરસુર! આજથી તું મારો ઠાકર ને હું તારો ચાકર. ઉઠ, નીકળ બારવટે."

૮

વિસાવદર ગામમાં સોપો પડી ગયો છે. જળ ઝંપી ગયાં હોય એવી શાંતિ પથરાઇ ગઇ છે. બાવા વાળો દરબારગઢના માયલા ઓરડામાં માળા ફેરવી લઇને સુવાની તૈયારી કરે છે. આજ ત્રણ દિવસથી એની સવાર-સાંજની માળાને ટાણે રેઢી જ્યોત થાતી નથી. એ ચિંતામાં બારવટિયો ઉંઘ વિના પથારીમાં આળોટે છે. તેટલામાં તો, પોતે જેને બહેન કહી હતી એ કણબણ આવીને ઉભી રહી.

"બાપુ, જાગો છો?"

"કાં બોન, અટાણે કેમ આવવું પડયું!"

"બાપુ, મને વહેમ પડ્યો છે."

"શેનો?"

"શોન્ને માંગાણી આવ્યો લાગે છે."

"ક્યાં?"

ગઢ ઠેકી સોમો ગીયો, વઢતે બાવલ વીર
(પણ) સધર્યું સોડ સધીર, મોત તાહાળું માવરા!

[સોમો તો પોતાના વીર બાવા વાળાના યુદ્ધ વખતે ગઢ ઠેકીને ચાલ્યો ગયો. પણ હે માત્રા વેગડ! તે તો તારૂં મોત સુધારી લીધું.]

એમ માત્રાનું મોત સુધારી શત્રુઓ અંદર ગયા. બહારથી ઓન માંગાણીએ પડકાર દીધો કે:

"બાવા વાળા, હવે તો સુખની પથારી મેલ! હવે તો ઓઝલ પડદો ઉપાડય!"

"ઓજા, આવું છું. ઉભો રે'જે. ઉતાવળો થાઇશ મા."

ઓરડામાંથી એવો પડકારો આવ્યો, બાવાવાળાએ ભરનીંદરમાં પડેલી પોતાની નવી સ્ત્રી આઇ રાઇબાઇને હળવેથી અંગુઠો ઝાલીને ઉઠાડી. ઝબકી ઉઠેલી કાઠીઆણીએ પોતાના સ્વામીનું રૂદ્ર સ્વરૂપ ભાળ્યું. ભાળીને બોલી,

"શું છે દરબાર?"

"કાઠીઆણી, તું ભાગી નીકળ!" એમ કહીને બાવાવાળાએ છેલ્લી વાર રાઇબાઇનું મ્હોં પંપાળ્યું.

"શું છે?"

"મારે છેલ્લે ક્યારે પાણી આવી પહોંચ્યાં, દગો થયો. દુશ્મનો બહાર ઉભા છે."

"તે તમારૂં કહેવું શું છે દરબાર! હું ભાગી નીકળું એમ ને?" માર્મિક કટાક્ષે કાઠીઆણી તાકી રહી.

"ના ના, હું તને બહનાસું નથી દેતો, પણ આપણા વંશનો દીવો ન ઓલવાય એ આશાએ કહું છું કે ભલી થઇને તું દુખીયા ભેગી થઇ જા!"

"વંશ સારૂ! કાઠી, વંશ તુંને વા'લો છે, ઇથી વધુ વા'લું અસ્ત્રીની જાતને કાંઇક હોય છે, ખબર છે ને?"

ત્યાં તો બહારથી હાકલા થયા, "બાવાવાળા, નીકળ! બા'રો નીકળ! બહુ ભુંડો દેખાછ! હજી યે વાતું ખુટતી નથી?"

અંદર વાતો થાય છે:

"કાઠીઆણી, મારૂં છેલ્લું કહેણુ છે હો! અને મેં એકને મારી છે, ભુંડાઇએ મારી છે. તેનું પ્રાયશ્ચિત કરવા દે. મારાં પાપ ધોવા સારૂ ભાગી છુટ—તારો જીવ ઉગારવા સારૂ નહિ."

ડળક ડળક આસુડાં પાડતી કાઠીઆણીની બેય આંખોમાં છેલ્લી પળે બાવાવાળાએ પોતાની પહેલી સ્ત્રીની પ્રતિમા તરવરતી દેખી, બીજી બાજુ બહારથી પડકારા ને મેંણાંની ઝડી પડતી સાંભળી. કાઠીઆણીને મંભેરી દીધી. બાવાવાળાએ દોડીને રાઇબાઇનું કાંડું ઝાલ્યું. ધકો દઇને નાઠાબારી તરફ કાઢી. બહાર કાઢીને નાઠા-બારીને અંદરથી સાંકળ ચડાવી. કાઠીઆણીના છેલ્લાં ડુસકાં સાંભળ્યાં અને પાછો ઓરડે આવી સાદ દીધો.

"હવે આવું છું હો ભોજા! ઉભો રે'જે!"

" માકડના વોંકળામાં. એકેય નથી. ધણીયું જાગીયું તપતી જોઇ."

" ઠીક, જા બહેન, ફિકર નહિ."

કણબણ ચાલી ગઇ એટલે ડેલીએ સોમો ધાધલ અને માત્રો વેગડ બેઠેલા, એમાંથી સોમે ફળીમાં આવી પૂછ્યું કે " બચ્ચું બાવા વાળા ! તારી બોન આવુંને કાણું ભણ્ ગઇ ? "

" આપા સોમા ! " બાવાવાળાએ અંદરથી અવાજ દીધો, " સોજાતું કટક માકડના નાળામાં હોય એમ લાગે છે. માટે ચેતતા રહેજો."

" હું છે ? તવ્ય તો બચ્ચું હવે ડેલીના કમાડ ઉઘાડ્યાં ફટાક મેલુ દો. ભાઇ સોજાને વળી પાછાં કમાડ બજડાવવાં પડશે."

બીજી વાત એમ કહેવાય છે કે આયરૂએ ખુટીને તે રાતે ચોરને પહર ચારવા જતી વખતે ડેલી દેવરાવી નહોતી.

ડેલીનો દરવાજો આખો આખો ખુલ્લો મૂક્યો. માયલી ડેલીએ પચીસ હેડીના કાઠીઓ હથીઆર પડીઆર લઇને સતા. સહુને મન તો સોજો માંગાણી આવ્યાની વાત પર જ ભરોસો નથી એટલે ઝોલાં ખાવા મંડ્યા. પણ માત્રો વેગડ (બાવા વાળાની ફુઇનો દીકરો) પૂરેપૂરો વહેમાઇ ગયો હતો. એ બેઠો બેઠો સહુનાં મોં પર પાણી છાંટે છે, સહુને સમજાવે છે કે " ભાઇ, આજની રાત ઉઘવું રે'વા દો ! "

વારે વારે પાણી છંટાવાથી સોમો ધાધલ ખીજાઇ ગયો.

" એલા માત્રા ! ભર્યું તેં ચૂડલીયું પહેરી છે ? માળા આવડો જવો બીકાળવો ? "

" આ લ્યો ત્યારે; હવે જે કોઇ પાણી નાખે, કે એકબીજાને જગાડે, એ બે બાપનો હોય."

એટલું બોલી માત્રો વેગડ માથા સુધી સોડ્ય તાણીને સૂઇ ગયો. થોડીકવારમાં તો આખી મંડળીને ઘારણ વળી ગયું.

અધરાત ભાંગ્યા પછી પ્રાક્રતનું નાણું શત્રુઓની જામગ્રીએ પેટાતાં જાણે સળગી ઉઠ્યું. જેતો લાલુ બોલ્યોઃ

" બોજા માંગાણી ! પ્રથમ અમે જ્યને વાવડ કાઢીએ છીએ. જો જાગતા હશે તો અમે કહેશું કે મે'માન દાખલ આવ્યા છીએ ! ને ઉંઘતા હશે તો સહુને બોલાવી લેશું."

ડેલીએ આવીને જોયું તો ડેલી ઉઘાડી ફટાક પડી છે. અંદર આવે ત્યાં પચાસ નાખોરાં બોલે છે. થયા સહુ ભેળા. સતેલા શત્રુઓને માથે તરવારોની પ્રાછટ બોલવા મંડી, પણ દેકારામાં ને દેકારામાં બે જણ જાગી ઉઠ્યા. ડેલીનું કમાડ ઉઘાડું મૂકાવનાર અને માત્રા વેગડને પાણી છાટતો અટકાવનાર સોમો તો આંખો ઉઘાડીને આ કતલ જોતાં જ ભાગ્યો. ગઢ ઠેકીને ગયો. [પાછળથી એણે કોઇને ત્યાં પખાલ હાંકેલી.]

ત્યાં માત્રો વેગડ ઉઠ્યો. એની માને એકનો એક હતો. પણ માત્રો ભાગે નહિ. બીજા બધાની લોથો ઢળી પડી હતી, તેની વચ્ચે એકલે હાથે પડકારા કરીને માત્રાએ ટક્કર લીધી. પણ ત્યાં તો એને માથે ઝાટકાના મે વરસી ગયા.

ગઢ ઠેકી હોગો ગીયો, વઢતે બાવલ વીર
(પણ) સધર્યું સોડ સધીર, મોત તાહાણું માતરા !

[હોમો તો પોતાના વીર બાવા વાળાના યુદ્ધ વખતે ગઢ ઠેકીને ચાલ્યો ગયો. પણ હે માત્રા વેગડ ! તેં તો વાહ મોત સુધારી લીધું.]

એમ માત્રાનું મોત સુધારી શત્રુઓ અંદર ગયા. બહારથી જોગન માંગાણીએ પડકાર દીધો કે :

"બાવા વાળા, હવે તો સુખની પથારી મેલ ! હવે તો જોગન પડદો ઉપાડય !"

"જોગા, આવું છુ. ઉભો રે'જે. ઉતાવળો થાઇશ મા."

ઓરડામાંથી એવો પડકારો આપ્યો, બાવાવાળાએ ભરનીંદરમાં પડેલી પોતાની નવી સ્ત્રી આઇ રાઇબાઇને હળવેથી અંગુઠો ઝાલીને ઉઠાડી. ઝબકી ઉઠેલી કાઠીઆણીએ પોતાના સ્વામીનું રૂદ્ર સ્વરૂપ ભાળ્યું. ભાળીને બોલી,

"શું છે દરબાર ?"

"કાઠીઆણી, તું ભાગી નીકળ !" એમ કહીને બાવાવાળાએ છેલ્લી વાર રાઇબાઇનું મ્હોં પંપાળ્યું.

"શું છે ?"

"મારે છેલ્લે ક્યારે પાણી આવી પહોંચ્યાં, દગો થયો. દુશ્મનો બહાર ઉભા છે."

"તે તમારૂં કહેવું શું છે દરબાર! હું ભાગી નીકળું એમ ને?" માર્મિક કટાક્ષે કાઠીઆણી તાકી રહી.

"ના ના, હું તને બદનામું નથી દેતો, પણ આપણા વંશનો દીવો ન ઓલવાય એ આશાએ કહું છું કે ભલી થઇને તું સુખીયા બેગી થઇ જા!"

"વંશ સારૂ! કાઠી, વંશ તુંને વા'લો છે, ઇથી વધુ વા'લું અસ્ત્રીની જાતને કાંઇક હોય છે, ખબર છે ને?"

ત્યાં તો બહારથી હાકલા થયા, "બાવાવાળા, નીકળ! બા'રો નીકળ! બહુ બુંડો દેખાછ! હજી યે વાતું ખુટતી નથી?"

અંદર વાતો થાય છે:

"કાઠીઆણી, મારૂં છેલ્લું કહેણુ છે હો! અને મેં એકને મારી છે, બુંડાઇએ મારી છે. તેનું પ્રાયશ્ચિત કરવા દે. મારાં પાપ ધોવા સારૂ ભાગી છુટ–તારો જીવ ઉગારવા સારૂ નહિ."

ડળક ડળક આંસુડાં પાડતી કાઠીઆણીની બે ય આંખોમાં છેલ્લી પળે બાવાવાળાએ પોતાની પહેલી સ્ત્રીની પ્રતિમા તરવરતી દેખી, બીજી બાજુ બહારથી પડકારા ને મેંણાંની ઝડી પડતી સાંભળી. કાઠીઆણીને ચંબેલી દીઠી. બાવાવાળાએ દોડીને રાધબાઇનું કાંડું ઝાલ્યું. ધક્કો દઇને નાહાબારી તરફ કાઢી. બહાર કાઢીને નાહાબારીને અંદરથી સાંકળ ચડાવી. કાઠીઆણીનાં છેલ્લાં ડુસકાં સાંભળ્યાં. અને પાછો ઓરડે આવી સાદ દીધો.

"હવે આવું છું હો બોજા! ઉભો રે'જો!"

બહાર ઉભેલાઓને અંદરથી બખ્તરની કડીઓના ખણખણાટ સંભળાણા.

"એ બાવા વાળા!" જોગે બુમ દીધી, "બાવોવાળો ઊઠીને અટાણે કાપડું શું પહેરી રહ્યો છો? પ્રાણ બહુ વ્હાલા થઇ પડ્યા તે લોઢાના બખ્તરે બચાવવા છે? તારા નામનો દુહો તો સંભાર!

" *બાવો ડગલાં બે, (જો) ભારથમાં પાછાં ભરે,
(તો તો) મલક માથે મે, વાઘાહર વરસે નહિ.

[જો રણસંગ્રામમાં બાવા વાળો પાછો ડગલાં ભરે તો તો હે વાઘાના પુત્ર બાવા! દુનિયામાં વરસાદ ન વરસે.]

---

*મુંબાઇથી શ્રીયુત ગજાનન વિ. જોશી આ ઘટના પરત્વે પોતાની નીચે મુજબની માહિતી મોકલે છે, એને પાઠાન્તર તરીકે અત્રે આપવામાં આવે છે.—

"બાવાવાળાની કાઠીઆણીને નાઠાબારીએથી વિદાય કરતાં બાવે પોતે પણ ત્યાંથી નાસી છુટવા તજવીજ કરેલી. પરંતુ જોગા માંગાણીએ અગાઉથી પેરવી કરીને નાઠાબારી આગળ એક ચારણને બેસાડેલો, તે એવા હેતુથી કે બાવાની સ્ત્રીની, અથવા તો બાવાની પોતાની ઇચ્છાથી બાવો નાઠાબારીનો માર્ગ લ્યે, તો ચારણ તેના નામની બિરદાઇનો દુહો લલકારીને એને ચોંટપ આપીને પાછો ફેરવે: વળી નાઠાબારી આગળ એકથી વધારે માણસ આવી શકે તેમ ન હતું: આ બન્ને બાબતોનો પૂરેપૂરો વિચાર કરીને જોગા માંગાણીએ ચારણની યોજના કરેલી-પોતાની કાઠીઆણીને વિદાય કરતાં બાવો પણ નાઠાબારીએથી નાસવા તૈયાર થયેલો; પણ ચારણનો દુહો સાંભળીને નાઠાબારી ઉપરથી . તુર્ત જ પાછો ફરીને, ઘર બારણેથી જોગા માંગાણી સાથે ધીંગાણામાં ઉતર્યો અને મરાયો."

"આ લે ત્યારે આ કાપડું !" એમ બોલીને બાવા વાળાએ કમાડ ઉઘાડ્યું. હાથમાં બખ્તર હતું તેનો છૂટો ઘા કર્યો અને એ ઘાયે સામા આદમીનો જાન લીધો. પછી કુદ્યો તરવાર લઈને. ઠેકીને જ્યાં ઘા કરવા જાય છે ત્યાં તો તરવાર ઓસરીની આડીમાં પડી. પડતાં જ બે કટકા થઈ ગયા. હાથમાં હુંઠી જ તરવાર રહી. અને બીજું હથિયાર લેવા જાય ત્યાં તો બેદા સીદીએ એને માથે ઝાટકાના મે વરસાવી ગૂડી નાખ્યો.

"બાવા બાઈ !" જોગો માંગાણી બાવાની છેલ્લી ઘડીએ બોલ્યો, "અન્યાયને ઈશ્વર નથી સાંખતો હો !"

સાંભળીને બાવા વાળાએ આંખો મીંચી. અને બાવાની ફુઈ (માત્રાની મા) બહાર નીકળ્યાં:

"જોગો કાળમુખા ! હવે તો તેં તારો કામો કરી લીધો છે. હવે તમે સહુ રસ્તે પડો બાપ !"

"ના ફુઇ, અમે કાઢી છીએ, માત્રાને અને બાવાવાળાને દેન દીધાં પહેલાં નહિ જઈએ."

"ખબરદાર, મારા બાવાના શબને કોઈ અડશો મા."

"તો આ લ્યો, આ અમે આઘા બેઠા."

મોણીએથી ચારણોને બોલાવી બાવાવાળાના શરીરને દેન પાડ્યું. મારવા આવનારા પણ મસાણે જઈને અભડ્યા.

એ રીતે અનેક નિર્દયતાનાં કૃત્યો કરીને, પોતાની બીજી

સ્ત્રીને બચાવ્યા સિવાયની અન્ય કશી પણ ખાનદાની દાખવ્યા વગર, બાવા વાળાની છત્રીસ વર્ષની આવરદા ખતમ થઇ ગઇ. એના આશ્રિતોએ માથા પર ફાળીયું ઢાંકીને મરશીયા ગાયાઃ–

વીસાણાની વાડીએ ઠાઠ કચારી થાય
વેરાણા બાવલ વન્યા ધરતી ખાવા ધાય.

[ વિસાવદરની વાડીઓમાં ડાયરા ભરાતા અને કસુંબાના ઠાઠ માઠ જામતા, પરંતુ હવે તો બાવાવાળાની ગેરહાજરીમાં એ બધા આનંદ ઉડી ગયા છે. ધરતી ખાવા ધાય છે. ]

મત્યહીણા તેં મારીયો છાની કીધેલ ચૂક;
તૂટું ગરવાનું ટૂંક, બહારવટીયા તું બાવલો!

[ અને મતિહીન માનવી! તેં છાનામાનાં આવીને બાવાવાળાને માર્યો! એ મરતાં તો જાણે ગિરનારનું એક શિખર તૂટી પડ્યું હોય એવું દુઃખ થાય છે. ]



કેપ્ટન મારે પોતાના હાથનું લખેલું વૃતાંત –

હિન્દુસ્તાન અને અરબસ્તાનના ચાંચીઆ લોકો જે કાઠીયાવાડ અને કચ્છના કિનારા ઉપર ઉપદ્રવ કરતા હતા તેને દાબી દેવા માટે સે. આ જે ગાયકવાડ સરકારે દરિયાઇ લશ્કર સ્થાપ્યું હતું, એનું આધિપત્ય ધારણ કરવાને વડોદરાના–રેસીડેન્ટ કેપ્ટન કારનેકની માગણી ઉપરથી મુંબઇ સરકારે ઇ. સ. ૧૮૧૬મા મને નીમ્યો. અમે ઘણાંકને પકડી મારી નાખ્યા અને ઇ સ ૧૮૨૦મા તેઓ એટલા તો નિર્બળ થઇ ગયા કે ગાયકવાડને આ ખાતું નહિ રાખવાની જરૂર જણાયાથી તેણે કાઢી નાખ્યું, ત્યારે મને એવો હુકમ લખી મોકલ્યો કે "તમારે વેલણ બંદર અથવા દીવ શહેરનું સ્થનિક છોડી જમીન રસ્તે અમરેલી જવું અને ત્યાં ગાયકવાડના તથા કાઠીઆવાડના સર સુબાને તમારા વ્હાણનો ચાર્જ સોંપવો

"રસ્તામા મારા ઉપર એક કાઠી બહારવટીયો, નામે બાવાવાળો, તેણે પાત્રીસ ઘોડેસવારો સાથે હુમલો કર્યો મારા ખાસદારને જીવથી માર્યો મારી પાસે ફક્ત કુમચી હતી, તેથી હુ પોતે સામે થઇ શક્યો નહિ પ્રથમ જ્યારે અમારે ભેટભેટા થયા ત્યારે બાવાવાળાએ મને કહ્યુ કે "મારા કામમા તમારી સલાહ લેવાની છે" આ બહાનુ બતાવીને તેણે મને ઘોડેથી ઉતરાવ્યો મારા માણસોને પરાધીન કર્યા, એટલે મને ઘોડા ઉપર બેસીને તેની ટોળી સાથે જવાની જરૂર પડી તેઓ મને ગિર નામના મોટા જંગલમા લઇ ગયા, જ્યા તેઓએ મને બે માસ અને સત્તર દિવસ એક પહાડની ટોચ પર કેદી કરી રાખ્યો. આ સઘળો સમય બે હથિયારબંધ માણસો મારા ઉપર નાગી તરવાર લઇને ચોકી રાખતા હતા. દિવસ રાત વરસાદથી ભીંજાયેલી ભેખડમા હુ સૂતો તેમા અપવાદ માત્ર બે રાત્રિ હતી આ બે રાત્રિ અમોએ ગિરતીવાળા ગામમા ગુજારી ત્યા જવા મને તો ટોળી ફરજ પાડી લઇ ગઇ. આ ફેરામા પ્રસંગોપાત મને ઘોડા ઉપર સવાર થવા દેતા પણ દરવખત એક જોરાવર ટોળી અને વીંટી વળતી, તેથી નાસી જવાની કોઇ પણ કોશિશ કરવી એ મારે માટે અશક્ય હતુ

"એક ગામમા જે બાવાવાળાને અનુકુળ હતુ, તેમા સ્ત્રીઓએ મારો પક્ષ ખેંચ્યો, અને મારી સાથે ઘાતકી વર્તણુક ચલાવવા માટે તેને તથા

તેના માજુને ને ઠપકો આપ્યો. પ્રતિકુળ સામગ પ્રત્યે તે ટોળીનો એવો રિવાજ હતો કે દરવાજા સુધી ઘોડે બેસીને જવું અને નાના બાળકો રમતા હોય તેનાં માથા કાપી લેવા, અને પછી પોતાના એ સાધિત પરાક્રમ માટે દરખાસ્ત ને દસના ચાલ્યા જવું દિવસનો ખૂનનો ફેરો કરી પોતાના મુકામ પર આવતા ત્યારે "મે આટલાને માર્યા" એમ જુવાન કાઠીઓ મગરૂબી કરતા અને એક દિવસ તો મે ગરદ્ય કાઠીઓને તેમને એમ ચાકરીથી સવાલ કરતા સાંભળ્યા કે

"શું તમારી ખાત્રી છે કે તમારા બોજ થયેલાને તમે માર્યા જ છે? એનો એવો જવાબ મળ્યો કે "હા અમે અમારી બરછીને તેમના શરીર સોંસરી નીકળેલી જોઈ અને અમને ખાત્રી થઇ છે કે તેઓ મરી ગયા" એક વૃદ્ધ કાઠીએ ટીકા કરી કે "ભાઇ! બીજા કોઇ પ્રાણી કરતા માણસને જીવથી મારવું વધારે વિકટ છે જ્યાં સુધી રસ્તાની એક બાજુએ ધડ અને બીજી બાજુએ માથું ન હોવો, ત્યાં સુધી એ મરી ગયો એમ ખાત્રી ન રાખવી'

કેટલીક વખત રાત બાવાવાળો અરીસુની બેભાન હાલતમા મારી પાસે આવીને બેસતો અને મારા ઉપર પોતાનો જમૈયો ઉગામીને પૂછતો કે 'કેટલી વખત આ જમૈયો હુલાવ્યો હોય તો તમારૂ મૃત્યુ નીપજે? હું જવાબ આપતો કે "હુ ધારૂ છુ, એક જ ઘાયે મારૂં કામ પતી જાય માટે હુ આશા રાખુ છું કે તેમ કરીને તમે મારા આ દુઃખનો અંત આણશો" તે જવાબ આપતો કે "તમે એમ ધારતા હશો કે હુ તમને નહિ મારૂં! પણ માછી જેટલા માછલા મારે છે તેટલા મે માણસો માર્યા છે. તમારો અંત આણતા હુ જરા યે વિચાર નહિ કરૂં. પરંતુ તમારી સરકાર મને મારો ગીરાસ પાછો અપાવે છે કે નહિ એ હુ જોઉં છું જો થોડા વખતમા પાછો અપાવશે તો હુ તમને છૂટા કરીશ"

'ટોળી લૂંટ કરવા બહાર નીકળતી ત્યારે દિવસનો ઘણો વખત ઉંઘ્યા કરતી રાત્રિયે દરેક પોતાની સરક તેની તલવારના કાંડા સાથે બાંધતા જ્યારે ઘોડા કંઇક અવાજ સાંભળે ત્યારે તાણ ખેંચ કરે કે તુર્ત તેઓ ઉભા થઈ જતા ખોરાકમા બાજરાનો રોટલો અને મરચા, ને મળી શકે ત્યારે તેની સાથે દૂધ અને પણ એજ ખોરાક આપતા. ● ● ●

"તેઓમા બે જુવાન પુરૂષો હતા, કે જે મારે માટે કાંઇક લાગણી બતાવતા * * મરા છૂટકારા માટે તેઓ પ્રયત્ન કરતા અને મને હિમ્મત આપતા પ્રસંગોપાત જ્યારે તક મળતી ત્યારે પોતે કેટલા માણસ માર્યા તે વિષે, અને જ્યારે પૈસાદાર મુસાફરો માગેલી રકમ આપવાની ના પાડે ત્યારે કયા ઉપાયો પોતે યોજતા, તે વિષે તેઓ મને જાણ કરતા આ ઉપાય એ હતો કે એ બાપડા કમનસીબ મનુષ્યોને પગે દોરડા બાંધી તેઓને ઉંધે માથે અરેઠઓથી કુવામા ઉતારીને પાણીની સપાટી સુધી ઉતારતા ને ઉપર ખેચાતા માગેલી રકમ આપવાની કબુલાત ન કરે ત્યા સુધી આ પ્રમાણે સીંચ્યા કરતા કબૂલ થાય ત્યારે છૂટા કરીને કોઇ આડતીયા ઉપર હુંડી અથવા કાગળ લખાવી લેતા ને જ્યાસુધી રકમ પહોચની ન થાય ત્યા સુધી કેદ રાખતા * * *

એક તોફાની રાત્રી મારાથી કદિ નહિ વિસરાય એ બધા મોટુ તાપણુ કરીને ફરતા બેઠા હતા સિંહ અને બીજા હિંસક પશુઓ ગર્જના કરતા હતા, છતા પણ મારૂ શુ કરવુ, તે વિષે તેઓ ચર્ચા કરતા હતા હુ એ સાભળી ચાકતો હતો માણસો ફરીયાદ કરતા હતા કે "સાહેબને કારણે અમે બબ્બે મહિનાથી જગલમા જીએ બાયડી છોકરા દાણા વગર ગામમા હેરાન હેરાન છે તેથી અમે હવે રોકાવાના નથી સેના સરદારે જવાબ દીધો કે "ચાલો એને મારી નાખી બીજે ક્યાઇક ન્હાસી જઇએ" પણ માણસોએ વાંધો બતાવ્યો કે "આ એને વરકર મોકલીને અમારા બાળ-બચ્ચાને કેદ કરે ને દુ ખ આપે ' તેથી છેવટે એમ ઠર્યુ કે હમણા તો મને જીવતો રાખવો છેવટે મારો છૂટકારો પોલીટીકલ એજન્ટ કેપ્ટન બેલીન્ટાઇન મારફત આ પ્રમાણે થયો. તેણે નવાબ સાહેબને સમજાવ્યા કે "જે કાઠીઓએ બાવાવાળાનુ પરગણુ જેર જુલમથી લઇ લીધુ છે, તેની પાસેથી તમારી વગ ચલાવીને બાવાવાળાને તેનો ગરાસ પાછો સોંપાવો" બાવાવાળાની ધારેલી મુરાદ બર આવી એટલે તેણે મને છોડયો.

'મારી કેદ દરમીઆન મારા ઉપર જે દુઃખો પડયા તે લગભગ અસહ્ય છે રોજ સાંજરે હુ પ્રાર્થના કરતો હતો કે હે પ્રભુ ! મને વજ્જુ સવાર દેખાડીશ નહિ ! એક માસ સુધી તો શરદીને લીધે મારાથી બુટ કાઢી શકાયા

નહિ. જ્વર મંદવાડથી નબળો થઇ ગયો ત્યારે જ છુટ નીકળ્યાં. સખ્ત ટાઢીયો તાવ આવવા લાગ્યો. તેની સાથે પિત્તાશયનો સોજો થઇ આવ્યો. આ સ્થિતિમાં ખુલ્લી હવામાં ઉપાડા પડ્યા રહેવાનું, તેથી મને સન્નિપાત થઇ આવ્યો. જ્યારે મને છુટો કરવામાં આવ્યો ત્યારે પગથી માથા સુધી ઉઘાડ ચાંદેથી, તેની સ્થિતિમાં રાત્રીયે ખેતરમાં રઝળતો પડેલો હું દુઃખ લાગ્યો. • • • • ”

આ ઉદ્ગારોના ઉત્તરમાં મી. સી. એ. કીનકેઇડ આઇ. સી. એસ. પોતાના "ધ આઉટલોઝ ઓફ કાઠીયાવાડ" નામનાં પુસ્તકમાં લખે છે કેઃ"અલબત્ત, આપણે બધા જો એવી કેદમાં પડ્યા હોત, તો આપણે કેપ્ટન ગ્રાંટ કરતાં પણ વધુ સખ્ત ભાષા વાપરત. તેમ છતાં બાવાવાળાના પક્ષમાં પણ થોડું કહી શકાય તેવું છે. બેશક બહારવટામાં નાનાં બચ્ચાની ગરદનો કાપવાની પ્રથાનો બચાવ કરવાનું તો મુશ્કેલ છે. છતાં હાલની માફક બહારવટું પણ સુંવાળે હાથે તો નથી જ થઇ શકતું. કદાચ દુશ્મનોનાં ગામડાવાળાઓએ પોલીસને બાતમી પહોંચાડી હશે. તે કારણ-સર બહારવટીઆઓએ તેઓને પાઠ શીખવવાનું ઇચ્છેલ હશે. પણ પકડાઇ જવાની બ્હીકે ગઢમાં તો પેસી ન શકાય તેથી તેઓ પાદરમાં જ એક બે છોકરાને દીઠાં તેઓને મારી નાખી ચાલ્યા જતા હશે. બેશક મુકામ પર જઇને તેઓ પોતાનાં પરાક્રમોની બડી બડી વાતો તો કરતા હશે જ. તે સિવાય કેપ્ટન ગ્રાંટના સંબંધમાં તો બાવાવાળો મુંઝવણમાં જ હતો. ટૉમીકારે પોતાના પુત્ર હેનીબાલ ઉપર જેવી ફરજ નાંખી હતી તેવી જ પવિત્ર ફરજ બાવાવાળાના પિતાએ પણ તેના ઉપર નાખેલી ને ગ્રાંટને કેદી રાખ્યા સિવાય એ ફરજ કદી પણ અદા થઇ શકે તેમ નહોતું. યુરોપી લોકોનો પોતે અજાણ હોવાથી તે નહોતો સમજી શક્યો કે પોતે અને પોતાના સાથીઓ જે સંકટો બેપરવાઇથી ભોગવતા હતા, તે જ સંકટો અંગ્રેજને માટે તો અસહ્ય હતાં. ને જ્યારે એને એ સમજ પડી ત્યારે એને આ કેદી ઉપદ્રવ રૂપ જ લાગ્યો. એની બિમારી આ ટોળીને નાસભાગ કરવામાં વિઘ્ન નાખતી અને બળતા ગામડાંની ઘડી-આળીઓનાં ટપકાં ખવરાવતી."



# ચાંપરાજ વાળો

ચલાળા ગામમા એક કાઠીને ઘેર કારજનો અવસર છે. ભેળા થયેલા મહેમાનોમા ચરખેથી ચાંપરાજ વાળો આવેલ છે, અને ટીંમલેથી હાથીઆ વાળો અને જેઠસૂર વાળો નામે બે ય ભાઈ હાજર થયા છે. ચારસો પાંચસો બીજા કાઠીઓ પણ વાળાકમાંથી, પાંચાળમાંથી ને ખુમાણ પંથકમાંથી આવ્યા છે. એવો અડાબીડ ડાયરો ડેલીએ બેઠો છે તે વખતે જુવાન ચાંપરાજ વાળાએ વાત કાઢી:—

"આપા હાથીઆ વાળા ! ઠીક થયું, તમે આંહી જ મળી ગયા. મારે ટીંબલાનો આંટો મટ્યો."

"ભલે, ભલે, બા ચાંપરાજ, બોલ્ય, શું કહેવું છે ?"

"કહેવું તો એટલું જ, કે અમારી રૂપદેબાઈ બે'નને રોટલા પાણીનું દુઃખ શીદ દ્યો છો ? એની જીવાઈ કાં ચૂકવતા નથી ? બેનડી બિચારી ચરખે આવીને રાતે પાણીએ રોતી'તી !"

આટલા બધા નાતીલાઓની વચ્ચે ચાંપરાજ વાળાએ પોતાની ફુઇની દીકરીને ટીંબલાના પિત્રાઇઓ તરફથી મળતાં દુઃખની વાત ઉચ્ચારતાં, ટીંબલાના બન્ને ગલઢેરાને પોતાની ફજેતી થઇ લાગી. જોરૂભાઈ અરજણ પાસ જેવો કાંધરોટો દઇને જવાબ દીધો :

"આપા ચાંપરાજ વાળા, તું તે આંહી તારી ફુઇની દીકરીને જીવાઇ અપાવા આવ્યો છો, કે કારજે આવ્યો છો ?"

"બે ય કરવા, આપા જોરૂભાઈ ! એના ચોરાસી ગામના વારસદાર ધણી માત્રા વાળાને મોજડીયુંમાં હડીયું ઝેર દઇને એ તો મારી નાખ્યો, અને પછી આ રંડવાળ કાઠીઆણીને રોટલાનું બટકું ય ખાવા ન દેવું, એ કાંઇ કાઠીની રીત કહેવાય ? જીવાઇ તો કાઢી આપવી જોશે બા !" ચાંપરાજ ટાઢે કોઠે બોલતો ગયો.

"તારે કહેવેથી જ કાંઇ જીવાઇ નીકળી જાય છે, ચાંપા ?"

"તો પછી મારે ચાઇને ટીંબલાનો આંટો ખાવો જોશે."

"તો ભલે બા ! ખુશીથી આવવું."

"તો આજથી સાતમે જમણ તમે સાબદાઇમાં રે'જો."

એમ સામસામી વચનની બરછીઓ વછૂટતાં જ સહુને કાળ પડી કે મામલો હાથ બહાર વહ્યો જાશે, એટલે ઘરનો ધણી ઉઠીને પાઘડી ઉતારી બે ય પક્ષ વચ્ચે ઉભો રહ્યો. બેયને ઠાર્યા. પણ પછી કારજમાં ચાંપરાજ વાળાને કાંઇ સ્વાદ ન રહ્યો. રોટલા થયો ને લડકા નમ્યા, એટલે ઘોડે ખડીયા નાંખી ચાંપરાજ વાળાએ રાંગ વાળી. રવાના થતાં થતાં કહ્યું કે "આપા હાથીઆ વાળા :

ને જોસૂર વાળા ! સાબદાઇમાં રે'જે હો, સાત જમણે અમે નક્કી આવશું."

પોતાના કુટુંબની એક નિરાધાર કાઠીઆણીનો પક્ષ લેવા માટે એટલા ચકમક ઝેરવીને ચાંપરાજ વાળો ચરખે આવ્યો. બે દિવસ વીતી ગયા પછી એના ચિત્તમાં વિચાર ઉપજ્યો કે "બોલતાં બોલાઇ તો ગયું, પણ હવે ચડવું શી રીતે ? ટીંબલાના જણ છે જાઝા, એને કેમ કરીને પહોંચાશે ?"

"બાપુ, વિચારમાં કેમ પડી ગયા છો ?" ચાંપરાજના મકરાણી જમાદારે વાત પૂછી.

"જમાદાર, ટીંબલા માથે ચડવાની જીભ કચરાઇ ગઇ છે."

"તે એમાં શું બાપુ ? આટા ખાઇ આવશું. કયે જમણે ?"

"દિતવારે."

"ઠીક. પણ મને લાગે છે બાપુ, કે કદાચ ટીંબલાવાળાએ માન્યું હશે કે ચાંપરાજ વાળો થુંક ઉડાડી ગયો. બોલ્યું પળશે નહિ. એમ સમજીને હાંસીમાં કાઢી નાખશે. અને તૈયારીમાં નહિ રહે. માટે પ્રથમથી ખબર દઇ મોકલીએ."

એ રીતે પ્રથમથી સમાચાર મોકલાવ્યા કે "દિતવારે આવીએ છીએ." પણ ટીંબલાના દાયરામાં સામતવાળો નામનો એક ગલઢેરો હતો. ચાંપરાજ વાળાને અને સાંમત વાળાને જળ-મીન જેવી પ્રીત. આની તરવાર આ બાંધે અને આની આ બાંધે, એવા મીઠા મનમેળ: ચાંપરાજે એ બાઇબંધને કહેવરાવ્યું કે "સામતભાઇ,

હું ભેળો થઇને શનિવારે ઘરે મ્હીશ મા."

માંડવેથી કાથો વાળો, વરસડેથી બીજો કાથો વાળો, વગેરે પોતાના વતના જે મોટામોટા કાઠી હતા તેને ટીંબાવાળાએ શનિવારે સાંજથી જ બોલાવીને ભેળા કર્યા. રવિવારે સવારે આખા દાયરાએ હથીઆર પડીઆર બાંધીને ચોરે બેઠક કરી. એક બાજુ કસુંબાની ખરલો છોળ્ય ભરાઇને પ્યાલીઓમાં રેડી પીવાની તૈયારી થઇ, ગઢમાં ઉના રોટલા, ગોરસ અને ખાંડેલ સાકરના ગ્રાસ ભાતના પીરસવા માટે તૈયાર ટપકે થઇ ગયા અને બીજી બાજુ ગામને પાદર આપરાજ વાળાના મકરાણીઓની બંદૂકના ભડાકા સંભળાયા સામોસામ! કસુંબા પડતા મેલીને કાઠીઓ ચોરેથી કુદ્યા. તરવારોની તાળી પડી અને ધાણી ફુટે તેમ બંદૂકોમાંથી ગોળીઓ વછૂટી. માંડવડાનો કાથો વાળો અને વરસડાનો બીજો કાથો વાળો ટીંબાની બજારમાં કામ આવ્યા, અને બાકીના કેક કાઠીઓ પાછલી બારીએથી પલાયન થઇ ગયા.

આપરાજ વાળાનો દાયરો ચોરા માથે ચડે ત્યાં તો કસુંબાની અમૃતની છોળ્ય ખરલો ભરેલી દીઠી, માણસોએ પૂછ્યું "બાપુ લેશું કસુંબો?"

"હા બા, એમાં શું? બાપના દીકરાનો કસુંબો છે ને?"

સહુ શત્રુના ઘરનો કસુંબો લઇને પછી દરબારગઢ ઉપર ચાલ્યા.

"ખબરદાર!" આપરાજે પોતાના સગાથીઓને ચેતાવ્યા. "આપણે ગામ લૂંટવા નથી આવ્યા. બ્હેનને જીવાઇ કઢાવી દેવા આવ્યા

એટલુ બોલીને ચાપરાજ ડેલીએ દાખલ થાય ત્યા તે બુઢીઆ કાઠી ચોકીદારોને ઉઘાડી તલ્વારે ઉભેલા દીઠા.

"ડોસ ભા ! ખસી જાવ." ચાપરાજે શીખામણ દીધી.

રૂપાના પતરા જેવી ધોળી દાઢી, મૂછ ને પાપણોવાળા કાઠીઓ બોલ્યા : "ખસી ગયે તો સાત જન્મારાની ખોટ બેસે બાપા ચાપરાજ વાળા ! અને ચાપરાજ વાળો ઉઠીને આ ટાણે અમને ખસવાનુ કહે છે ?"

"અરે ડોસલ ! આવી દીકરાના વીવા નથી, કે તાણ્ય કરવા બેસીએ. માટે ખસો. નીકર ધોળામા ધૂળ ભરાણી સમજજો !"

ધોળા ધોળા નેણ ઉચા ચડાવી, ધોળી પાપણોને અરધીક ઉઘાડી, પાણીદાર અને પતળેલી આખા તગતગાવી, બન્ને બુઢ્ઢાએ બુઢ્ઢાપાની ધ્રૂજતી ગરદનો ટટ્ટાર કરતા કરતા જવાબ વાળ્યો કે "ચાપરાજ ! ધોળામા ધૂળ તો આજ ખસી ગયેથી ભરાઇ જાય, ને ડોકા ધડ્તી માથે રહ્યે તો અગાણે અમારે મગ્ગાપરની વાટ ઉઘડી જાય માટે તુ તારે જે કરતો હો ઇ કર, ને અમને ય અમારૂ મનધાર્યુ કરવા દે અમારા ઘડપણની દાવી દયા ખાઇશ મા, મલકના ચોરા !"

એમ કહીને બેય બુઢ્ઢા ધાએ આવ્યા બેય સોનાના ઢીમ સરીખા નોકરોને ઢાળી દઇને ચાપરાજ વાળો દરબારગઢની અદર ચાલ્યો.

ઓરડે જાય ત્યા ઉચી ઉચી ઓસરીને, કાઠે રૂપબાઇ ઉભેલા રૂપબાઇએ વીરના વારણા લીધા. ચાપરાજ બોલ્યો કે

"બ્હેન, તમારે જે કાંઇ લુગડાંલતાં, દરદાગીનો અને ઘરવખરી લેવી હોય તે નોખી તારવી લ્યો.

ગાડાં આવીને હાજર થયાં એમાં રૂપદેબાઇનો માલ ભરાવ્યો. અને એક માફામાં રૂપબાઇને બેસાર્યાં. ત્રણ કાઠી અસવારોને ચાંપરાજ વાળે હુકમ કર્યો :

"બેનની સાથે જાવ. જો રસ્તે કયાંય ટીંબલાવાળા આડા ફરે તો ત્યાં ને ત્યાં કટકા થઇ જજો. વાવડ દેવાય પાછા વળશો મા."

"બાપ્પું, ઓન્યું!" ગઢની કાઠીઆણીઓને ચાંપરાજે હાથ જોડીને કહ્યું. "તમે કોરે ખસી જાવ. અને તમારા દાગીના કાઢી દ્યો. રૂપદેબાઇની ચડત ઝીવાઇ પણ ચુકવવી જોશે."

હાકલ પડતાં જ કાઠીઆણીઓ પોતાની કાયા માયેથી એક-એક દાગીનો ઉતારી ઢગલો કરવા મંડી. અને ચાંપરાજ વાળાના અસવારને કહ્યું :

"ભાઇ, કડલાં સજ્જડ બીડાઇ ગયાં છે, નીકળતાં નથી."

"તો કાપવો પડશે પગ!"

ત્યાં તો ગઢની પછીત પાછળથી "હં'......! પગ કાપવો છે!" એવી ત્રાડ સંભળાણી. અને ઉઘાડી તરવારે એક પચછંદ આદમી છલંગ મારીને દોડતો આવ્યો.

"કોણ સામત!" ચાંપરાજ વાળે ચક્તિ થઇને પૂછ્યું.

"હા બાપ, હું સામત ! મને તેં ઓળખ્યો બેર ? ના ના, સાચી ઓળખાણ નો'તી પડી !'

"અરે સામત ! તું હજી આંહી ?" એમ કહી ચાંપરાજ વાળો આડો ફર્યો.

"હું આંહી ન હોત તો મારે કપાળે કાળી ટીલી ચોંટત. પણ હું વખતસર ચેત્યો. ચાંપરાજ ! લે, હવે ઝટ તરવાર લે"

"સામત ! સામત !"

પણ સામત વાળો ન માન્યો. તરવાર લઈને હનુમાન જેવો છલંગ દેતો આવ્યો, ત્યાં તો ચાંપરાજનું આખું કટક એને વીંટાઈ વળ્યું. ફડાફડ ઝાટકા પડ્યા "અરે હાં ! હાં ! રે'વા દ્યો !" એમ ચાંપરાજ બોલતો રહ્યો. ત્યાં તો સામત વાળાના રામ રમી ગયા.

"કેર કર્યો. સામતને મારવો પડ્યો !" એમ બોલતા બોલતા ચાંપરાજ વાળાના અંતરમાં બહુ વસમું લાગ્યું. પણ ત્યાં તો ટાણું સારી રીતે થઈ ગયું એટલે આખું કટક અમરેલીની ફોજની બાજુ ચાલી નીકળ્યું ત્યાંથી જ પરબારો ચાંપરાજ વાળો બાબરે નીકળી ગયો.

૨

ઘોડાના પગમાં ઘુઘરા, સાવ સોનેરી સાજ;
લાલ કસુંબલ લુગડાં, ચરખાનો ચાંપરાજ.

ગિરમાં ઉંડાણ અને ખાંભાની પડખે, ડુંગરીયાળ પ્રદેશમાં એક નાનો પણ વંકો ડુંગર છે, જેનું નામ છે 'ભાણીઆનો ડુંગર' એ

ડુંગરની એક બાજુ કેડો છે, અને ત્રણ બાજુ ગટારોપ ઝાખરાં ઝાડવાં જાગી પડયા છે. ભાગતાં ભાગતાં ચાંપરાજ વાળાએ આ ભાણીઆના ડુંગર માથે ઓથ લીધી. એક પોતે, અને નવ પોતાના પગારદાર મકરાણીઃ એટલા જણે ડુંગર માથે ચડીને મોરચા ગોઠવ્યા થોડી વારમાં તો ધારી અમરેલીની ગાયકવાડી ગીસ્તે આવીને ડુંગરને ઘેરી લીધો.

મકરાણીનો જમાદાર બોલ્યો : "બાપુ, આ ધાંસીઓ પાથરી દઉં છું. તેના પર તમે તમારે બેસી રહો, અને અમને બંધુકું ભરી ભરીને દેતા જાવ. ભડાકા તો અમે જ કરશું."

દસે બંદૂકો એક પછી એક ભરી ભરીને ચાંપરાજ વાળો આપતો જાય છે અને મકરાણીનો જમાદાર "બાપુ બીવાઈ છુ હો" એમ કહીને, ડુંગર ઉપર ચડવા આવનારાઓને ફુંકતો જાય છે. એમ થાતાં થાતાં તો બે જુવાન મરણીયા અંગ્રેજ અમલદારોને હાથમાં બંદૂકો લઇને ડુંગર ઉપર ચડતા જોયા.

"બાપુ!" જમાદાર બોલ્યો. "હાથના આંકડા બીડીને બે ગોરા ચડયા આવે છે. ઉડાવું ?"

"ના ભાઇ, ગોરાને માથે ધા રે'વા દેજે.

"પણ બાપુ, ઇ તો આ પોગ્યા. અને હમણાં આપણને ધબી નાખશે."

"ઠીક ત્યારે ઉડાડ. થાવી હોય તે થાશે!"

મકરાણીની બંદૂક વછૂટી. અને એની ગોળી બેમાંથી એક અંગ્રેજના માથાની કાછલી તોડતી ગ

વીકે સરવૈયા વાઢીઆ રણઘેલા રજપૂત,
ભાણીઆને ડુંગર ભૂત, સાહેબને સરજ્યો ચાંપરાજ !

[ વીકાએ તો સરવૈયા રજપૂતોને વાઢ્યા. પણ હે ચાંપરાજ ! તેં તો ભાણીયાના ડુંગર ઉપર સાહેબને અવગતિએ મારીને ભૂત સરજાવી દીધો. ]

ડરે ઓકાસાં દીયે, કંડી મઢયમું કોય,
જગભલ સા'બ જ કોય, ચૂંથી નાખ્યો ચાંપરાજ !

[ સાહેબની મડમો એના ડેરાતંબુઓમાં વિલાપ કરે છે. કેમકે તેં તો જે કોઇ સાહેબને દીઠો તેને ચૂંથી નાખ્યો છે. ]

તેં દીધી ફકરા તણા ! એવી ભાલાની આણુ,
મધ ગરમાં મેલાણુ, સાહેબ ન કરે ચાંપરાજ !

[ ફકીરા વાળાના પુત્ર ! તેં તો ગિરની અંદર તારા ભાલાની એવી હાક બેસારી દીધી છે કે કોઇ ગોરો સાહેબ મધ્ય ગિરમાં મુકામ કરી શકે તેમ નથી.]

ગોરાનુ લોહી છંટાતાં તો હાહાકાર વાગી ગયો. અને ડુંગરે ફરતી સાતથરી ચોકીઓ મૂકાઇ ગઇ. ચાંપરાજ વાળો સમજ્યો કે "આમ જો ઝવાઉં, તો કૂતરાને મોતે મરવું પડે."

ભૂખ્યા ને તરસ્યા બહારવટીયા ભાણીયાને ડુંગર ભરાઇ રહ્યા. એમાં એક દિવસ ડેડાણના કોટીલા કાઠીઓએ રાતમાં આવી, પાછવાડે ગીચ ઝાડીમાંથી છાનો માર્ગ કરી, ચાંપરાજ વાળાને એના નવ મકરાણી સાથે ઉતારી લીધો. પછી કહ્યું કે "હવે મંડો ભાગવા. દેશ મેલી ઘો."

"અરે જા ! એમ બાગવા તે કેમ માંડ્યું ? સહુને સૂરજ ધણીએ બબ્બે હાથ દીધા છે."

એટલું બોલીને ચાંપરાજે મકરાણીઓને લઇ ગાયકવાડનાં ગામડાં ઉપર ત્રાસ વર્તાવવાનું આદરી દીધું. ગામડાંની અંદર લોંટા ઝોંટા કરી ગાયકવાડનાં હાંડા જેવાં રૂડાં ગામડાંને ધમરોળી નાખ્યાં. વાંસે વડોદરાની ફોજો આંટા દેવા લાગી. પણ ચાંપરાજને કોઇ ઝાલી શક્યા નહિ. ચાંપરાજવાળાએ પણ ગામડાંને ખંખેર્યા પછી એક દિવસ પોતાના સાથીઓને વાત કરી "બાઇ, હવે તો ભેંસનાં હાંડલાં ફોડી ફોડીને કાઇ ગયા છીએ. હવે તો દૂધ ગોરસ માથે મન મોડે છે."

"એટલે શું ચાંપરાજ વાળા ? અમરેલી ધારીને માથે મીટ મંડાય એવું નથી હો ? પલટનું ઉતરી પડી છે વડોદરેથી."

"સચોડી ગાયકવાડી જ આંહી ઉતરી આવે તો ય કાંઇ ય મોજ જાવા દેવાય છે ? માટે હાલો અમરેલી. દેવમુનિ જેવાં ઘોડાં રંગમાં છે એટલે રમવાનું ઠેપ પડશે ના ?"

કોઇ પણ રીતે ચાંપરાજ ન માન્યો. અને અમરેલીની વડી ને ઠેબી બબ્બે નદીઓનાં પાણીમાં ઘોડીઓને ઘેરી, સમી સાંજના સૂરજને સમરી માળા ફેરવી, ને દીવે વાટ્યું ચડતી વેળાએ ગામના કાળા કાળમીંઢ પથ્થરના ગઢકિલ્લાનાં બારણાં તોડવાં, એવો મનસૂબો કર્યો.

અમરેલી આવછ અભંગ ભડ રમવા ભાલે;
(તે દિ') અમરેલીયું રંગમોલે ચાંપાને જોવા ચડે.

[ઓ શુરવીર ચાંપરાજ ! તું ભાલાની રમત રમવા અમરેલી માગ
બજારોમાં દાખલ થાય છે, ત્યારે તને નિરખવા માટે ઉંચી મ્હેલાતોમાં
મરાઠા અધિકારીઓની સ્ત્રીઓ ડોકાં કાઢી રહે છે.]

ધોળે દિવસે પણ અમરેલીની બજારો ઉજ્જડ થવા લાગ
ચાંપરાજને ભાલે ભડભલા જવાનો વીંધાવા મંડ્યા. અને લૂંટન
અઢળક માલ સરખા ભેગો થવા લાગ્યો.

> દખણી ગોવિંદરાવ ડરે, રંગમોલમાંય રાડય;
> કાઢી નત્યો કમાડ, ચોડે બરછા ચાંપડો.

[ગોવિંદરાવ નામનો સૂબો (અથવા તો મહારાજા ગોવિંદરાવ ગાયકવા
ચાંપરાજના ભયથી મુઝાવા લાગ્યો. રાજમહેલમાં બૂમો પડે છે. કેમ
ચાંપરાજ વાળો છેક કમાડ ઉપર બરછી મારીને ચાલ્યો જાય છે.]

> * ચાંપા ફકરા સિંહરા, રંગ થોભા પ્રજરાણ !
> બડોદરે ભડ બંકડા, પાડયો ધવે પઠાણ.

[સિંહ સરખા કાઠી ફકીરાવાળા પુત્ર ચાંપરાજ વાળાની ! કાઠીન
ત્રણે પરજો (ખાચર, ખુમાણ, વાળા)ના રાણા ! રંગ છે તારા થોભાને
કેમકે તે તો હે બંકા મરદ ! વડોદરાની બજારમાં જઇ ગાયકવાડના પઠા
કોમના લશ્કરી અમલદારને ભાલો મારીને ધૂળ ચાટતો કરી દીધો.]

૩

ફુલપ દીધેલ જાંબુવરણા ઘાટા થોભાવાળો એક આદમી એક
ઘોડે એક ઉંડા વોકળાની ભેખડની ઓથે બેઠો છે, બાજુમ

* આ દુહો એમ બતાવે છે કે ચાંપરાજ વાળો વડોદરાની લૂં
કરવા પણ ગયો હશે.

ઘોડી ઘમચી ખુંદી રહી છે. અને "ધીરી બાપા ! ધીરી રેશમ !" એવે સ્વરે ઉતાવળી થાતી ઘોડીને ટાઢી પાડતો પાડતો અસવાર પોતાના ખડીયામાંથી ખરલ કાઢીને કસુંબો ઘુંટે છે, બખ્તર બાંધેલ છે, ને તરવાર તો પૂજનના પુષ્પ જેવી સન્મુખ જ પડેલ છે. સૂરજ મહારાજ સોનાવરણા થઈને આભમાં એનો સાત ઘોડાનો રથ ઉતાવળે હાંકવા મંડ્યા છે.

"રંગ હો ! રંગ હો ! રંગ હો સૂરજ રાણા !" એમ ત્રણ વાર કસુંબો ઉગમણી દિશામાં છાંટીને જેમ અસવારે ત્રણ રંગ દીધા, તેમ વેકળાની ભેખડ ઉપરથી ગીસ્ત ઉતરીઃ મોખરે મોટા દાઢીમૂછાળા આગેવાનોઃ પચીસ પચીસ ઘોડેસ્વારો અને સો એક પગપાળા બરકંદાજો.

" એ આવો બા આવો ! કસુંબો પીવા ઉતરો !" એમ ભેખડને થડ બેઠેલા એકલ આદમીએ આગ્રહ કર્યો.

" ઉતરાય એમ નથી ભાઇ ! મરવાનું યે વેળું નથી." એ ગીસ્તના મોવડીએ જવાબ દીધો.

" કાં, એવડું બધું શું છે ?"

" આ ચાંપરાજ વાળો અમરેલી ભાંગીને જાય છે, એને અધરાતના ગોતીએ છીએ."

" અરે ભાઇ ! મારૂં ગામ પણ ચાંપરાજે આજ રાતમાં જ ભાંગ્યું છે. હું ય અમરેલી જાહેર કરવા જાતો'તો. ચાંપરાજે તો અરેરાટ વર્તાવ્યો છે. પણ શું કરીએ ? કસુંબો પીધા વન્યા કાંઇ છૂટકો છે ? ઉતરો ઉતરો બા ! આયખ્યા પછી અસર નહિ !"

ગીસ્તને તો એટલું જ જોતું હતુ. ઉનર્યાં. ઘાસીયા પથરાયા. મ્હો ધોઇને મોગળા કર્યા. કસુંબો પીધો. પછી એક આદમીએ વાત છેડી

" હે બા! આમા તમને ક્યાંઇક ચાંપરાજ, ભેટયો હોય તો શુ કરો ?"

ગીસ્તના માણસો અડખેપડખે જોવા લાગ્યા.

" સાચું કહું દરબાર ?" મુખ્ય માણસ બોલ્યો.

" હા, કહો !"

" પ્રભાતનો પહોર છે. મ્હોમા પારકો કસુંબો છે. સાચું કહુ છુ કે અમે એને ફકત રામ રામ કરીને તરી જાઇએ."

"કા ? સરકાર રોટલા પૂરે છે ઇ શેના ?"

"એ ભાઇ! ચાંપરાજ વાળો બા'રવટે નીકળ્યો છે એટલે જ સરકાર આટલી મોટી ફોજને રોટલા આપે છે. કાલ્ય જો ચાંપરાજ વાળો સોપાઇ જાય, તો આ તમામ બન્દૂકવાળા માણસોને નોકરી-માથી રજા મળે. માટે સારો પ્રતાપ ચાંપરાજ વાળાના બા'રવટાના !"

એક આદમીએ આ જવાબ સાભળીને મ્હો મલકાવ્યુ. ખડી-યામાથી ડાબલો કાઢ્યો. ડાબલામા સોનામહોરો ભરી હતી. ગીસ્તના અગ્રેસરના ખોળામા ડાબલો મૂકી દીધો.

"આ શું ? જમાદાર ચમકયો."

"આ તમારી ઇજ્જત ગાળી કરવા માટે."

"હાં !"

"તમે દુવા દીધી માટે."

"કોણ ચાંપરાજ વાળો તો નહિ ?"

"હા, એ પોતે જ. લ્યો હવે રામરામ છે."

એટલું કહી ચાંપરાજે છલંગ દીધી. પલકમાં ઘોડી ઉપર પહોંચ્યો. માણસો જોતા રહ્યા, અને ચાંપરાજે સામી સેખડ પર ઘોડી ઠેકાવી.

૪

"હવે ?" ચાંપરાજ વાળાએ મકરાણી જમાદારને કહ્યું: "હવે શું કરવું ? માથે ગોરાનુ ખુન ગાજે છે. ધરતી આપણને ક્યાંય સંઘરતી નથી."

"તો બાપુ, હાલો મારા મલકમાં–મકરાણમાં."

"ત્યાં શું કરશું ?"

"ત્યાં તું મારો ઠાકર ને હું તારો ચાકર."

"પણ ત્યાં જઇને મારૂં નામ શું રાખવું ?"

"નામ તો સુલેમાન અસમાન !"

"તો મારે બે બાપના નથી થાવું. તું તારે તારાં માણસો લઈને ચાલ્યો જા ભાઈ! મારે વળી સરજ ધણીનું ધાર્યું થશે."

નવે જણા ભમીરે ભોજ ખાચરની ડેલીએ ગયા અને ચાંપરાજ વાળો એક બે કાઠીઓને લઈ જેપુરમાળવાને માર્ગે ઉતરી ગયો.

૫

એક દિવસ કચારીની અંદર જેપુર મહારાજની નજર આવે આયેના ખુણામાં બેઠેલા એક આદમી માથે મંડાઈ ગઈ છે. માથેથી ગોથું ખાઈને પાછા વળેલા દાઢીના કાળા કાતગ : ઉજ્જ્વો, કંકુવરણી ઝાંય પાડતો મ્હોતો વાન : બેટમાં કટારી : ડોકમાં માળા : એવો ચોકખો ચારણનો દિદાર હોવા છતાં મહારાજે એના મોરામાં કંઈક નોખા જ અક્ષરો વાંચ્યા. મહારાજે હુકમ કર્યો કે "ઓલ્યા આદમીને આંહી લાવો તો!"

એ આદમીએ મહારાજની ગાદી સામે આવીને નીચા ઝૂકી સલામ કરી.

"કેવા છો?" મહારાજે પૂછ્યું.

"ચારણ છું."

"ક્યાં રે'વાં?"

"કાઠીઆવાડમાં."

વિચાર કરીને મહારાજ ઉભા થયા. "ગઢવા આંહી આવજો

તો !" એમ કરી, એ આદમીને તેડી પાસેના ઓરડામાં ગયા. જઈને એકાંતે પૂછ્યું:

"તમે ગઢવા નથી. ચારણ કોઈ દિ' મલાજો ન કરે. પણ ઓવારણાં લ્યે. માટે તમે વેશધારી છો. બોલો, કોણ છો !"

"કાઠી છું."

"નામ ?"

"ચાંપરાજ વાળો."

"ચાંપરાજ વાળા, તમારે માથે ગોરાનાં ખૂન છે. અને અટાણે સરકારની બેસતી બાદશાહી છે. તમે આંહી રહો તો જેપુરની ગાદીને જોખમ છે. માટે નીકળી જાઓ. નાણું જોવે તેટલું ખુશીથી લઈ જાજો."

૬

ત્યાંથી ચાંપરાજ વાળાનાં અંજળ ઉપડ્યાં. નીકળીને એ મ વામાં આવ્યો : જ્યાં અજર મે' ઝર્યા કરે છે, અને જે 'ચાં માળવો' કહેવાય છે, એવા એ રસાળ મુલકમાં ચાંપરાજ વા ચારણ વેશે હાવા ગામના એક પટેલને ઘેર સંતાઈ રહ્યો. પોતા વહાલપભરી ખાતર બરદાસ્ત કરનારા પટેલને ચાંપરાજ વાળા કાયમ કોઈ ઊંડી ચિંતામાં રહેતો દીઠો. તેથી એક દિવસ પૂછ્

"પટેલ, પેટમાં આવડું બધું દુઃખ શું ભર્યું છે ?"

"ગઢવી, તમને કહીને શો સાર કાઢું? જીભ કચરીને મરવા જેવો મામલો ઉભો થયો છે. કહેવાની વાત નથી રહી."

"પણ શું છે? મોંમાંથી ફાટી મરને!"

"આ ગામના દરબારનો સાળો મારા દીકરાની વહુને રાખીને બેઠો છે રોજ આહી મારા ઘરમા આવે છે, ને ધરાર એક પહોર રાત રહે છે."

"ઠીક, આજ આવે ત્યારે મને ચેતવજે."

એ જ રાતે એ કુટિન સાઠ જેવા કામીને ચાંપરાજ વાળે ઠાર માર્યો. અને ત્યાથી પણ ચાલી નીકળ્યો.

માર્ગે એક બીજુ ગામ આવ્યુ. ચાંપરાજ વાળાની શોધ તો ચોમેર ચાલતી જ હતી અને ગામોગામ એના શરીરની એંધાણીઓ પણ પહોંચી ગઇ હતી. એ એંધાણીએ આ ગામના ઠાકોરે પોતાના પાદર ઉભેલો ચાંપરાજ વાળાને દીઠો. દેખતા જ એને વ્હેમ આવ્યો. ક્યા રહેવુ? ક્યાથી આવો છો? એમ પૂછપરછ કરતા કરતા ઠાકોર ચાંપરાજ વાળાની ચડમા ગયા. ઘોડીની લગામ ઝાલી આગ્રહ કરવા મડ્યા કે "એ બા! ઉતરો, ઉતરો, રોટલા ખાઇને પછી ચાલજો"

બન્નેની રકઝક ચાલવા મડી ચાંપરાજ વાળાને તો આવી રીતની પરોણાચાકરી ઠેકઠેકાણે મળતી હોવાથી કાંઇ કાવત્રું હોવાનો વહેમ જ ન આવ્યો. પણ પડખે એક ચારણ ઉભેલો હતો. તેણે એક કાગડા સામે કાંકરો ફેંકીને કહ્યુ કે

"ઉડી જાજે કાનડા!"

એ વેણ કાને પડતાં જ, ચાપરાજ વાળો સમસ્યા સમજી ગયો. ઘોડીને દાબી, ઝોટ મારીને હાજરના હાથમાંથી લગાવી છોડાવીને ભાગ્યો. પણ પગલે પગલે એણે પોતાના મોતના પડછાયા ભાળ્યા.

૭

ગુજરાતમાં ભમતાં ભમતાં એક ચારણને મુખેથી ચાપરાજે સમાચાર સાંભળ્યા કે—

"ચાપરાજ વાળા તમે તો રઝળો છો, પણ મૂળુભાઇ ઉપર સરકારે બહુ ભીંસ કરવા માંડી છે. એનો ગરાસ જવાનો થયો છે. તમારી ખુટવાઇના દોષ આપી કાઠિયાવાડમાં વાગી રહ્યા છે."

સાંભળીને ચાપરાજ વાળો ઝંખવાણો પડી ગયો. બહારવટે નીકળ્યા પહેલાં એની લૂંટફાટની ખૂબ એટલી બધી વધી હતી કે સરકારે એની સારી ચાલચલગતના હામી માગ્યા હતા. એ સમયે જેતપુર દરબાર મૂળુ વાળા હામી થયા હતા. ચાંપરાજ વાળાને સાટે એણે પોતાના તમામ ગામ ખાલસા થવાનો કરાર સરકારને કરી દીધો હતો. એટલે અત્યારે મૂળુ વાળા ઉપર સરકારનું આકરૂં દબાણ ચાલી રહ્યું હતું.

"મારે પાપે જો મૂળુભાઇનો ગરાસ ખાલસા થશે તો તો ગજબ થઇ જાશે. મારૂં મોત બગડશે. માટે હવે તો જઇને મૂળુભાઇને હાથે જ સરકારમાં સોંપાઇ જાઉં."

એવે વિચારે ચાપરાજ વાળાએ કાઠીઆવાડ ભણી ઘોડા હાંકી મેલ્યા. એક દિવસ ઝાલર ટાણે અંધારામાં ભાલના એક ગામડાને પાદર તળાવને આરે ચાપરાજ વાળો પોતાના બે અસવારો સાથે ઘોડાને પાણી પાતા ઉભો છે, ત્યાં બાજુમાં જ એક અસવાર પોતાના વેશ્વર ઘોડાને પાણી પાવા આવ્યો. ચાપરાજની પાછળ ફરનારી એ પલ્ટનનો અસ્વાર છે એની નજર તારોડીયાને અજવાળે ચાપરાજના ચહેરા ઉપર પડી એને બરાબર બારવટીયાની અણુમાર ગઈ, ઝપ દઈને એણે ચાપરાજ વાળાની ઘોડીની લગામ ઝાલી.

"કેમ ભાઈ! લગામ કેમ ઝાલતા?"

"તુમ ચાપરાજ વાલા!"

"અરે રામ રામ કર, અમે તો ચારણ છીએ."

"નહિ, તુમ ચાપરાજ વાલા!"

"અરે મેલી દે ભાઈ, નીકર હાસો માર ખાઈશ"

"નહિ, તુમ ચાપરાજ વાલા."

"આ લે ત્યારે, ચાપરાજને ઝાલવાનું ઇનામ" એટલું બોલી તરવારનું ઝાટકું કરીને એણે અસ્વારનો હાથ કાપી નાખ્યો. ઘોડીની લગામે એ અધો હાથ લટકતો રહ્યો અને ચાપરાજે ઘોડી હાંકી.

ત્યાં તો ચાપરાજ વાળો! ચાપરાજ વાળો! પકડો! પકડો! એવા રીડીયા થયા, પાસે જ છાવણી પડી હતી તેમાં બંગિન ફુંકાણા મારો! મારો! મારો! કરતા વેશ્વર ઘોડાના અસવાર છૂટયા અને ચાપરાજ વાળો મુઝાણો. શા માટે મુંઝાયો?

તળાવનો ઘેરાવો ઘણો મોટો છે: પાળે પાળે તો પાછળ ચાલનાર આંબી લઇ, ભૂંડે મોતે મારે. અને પોતાને તો મૂળુવાળાના હાથથી રજૂ થાવું છે. હવે શું કરવું?

"હાં! નાખો ઘોડાં પાણીમાં!" એમ ત્રણે જણાએ પલકવારમાં તો ઘોડાંના ઉગટા, મોરડ, ચોકડાં ને આગેવાળ જેરબંધ ઉતારી લઇ, ધબેધબ તળાવમાં ઝંપલાવ્યું. મગરો તરે તેમ ઘોડીઓ વાંસજાળ પાણીમાં શેલારો દઇ વીંધવા માંડી. સડેડાટ અંધારામાં સામે કાંઠે ઉતર્યો. એમાં પોતાના સંગાથીની ઘોડી થાકીને પાણીમાં ડૂબવા લાગી.

અસવારે બૂમ પાડી. "એ ચાંપાભાઇ! હું રહી ગયો. હું બુડું છું. હવે રામ રામ છે!"

"અરે રહી તે કેમ જાશે? રહેશું તો સહુ એક સામટા. માર ઠેકડો! આવી જા મારી ઘોડીને માથે."

એમ કહી ઘોડીને પાછી ફેરવી, એ ડુબતા કાઠીને કાંડે ઝાલી ચાંપરાજ વાળાએ એને પોતાની ઘોડી માથે બેલાડચે બેસારી દીધો, ને પછી એણે મૃત્યુલોકનાં વિમાનોને વ્હેતાં કર્યાં.

અંધારી ઘોર રાતમાં છાવણીના અસવારો આમપાસ બચે ગોતી વળ્યા. પણ બહારવટીયો તો બંદુકની ગોળી જેવો; હાથમાંથી છૂટયા પછી હાથ આવ્યો નહિ. આખી રાત ઘોડી બબ્બે અસવારોને ઉપાડીને ચાલી નીકળી. પંચાળની ધરતી વીંધીને સોરઠમાં ઉતરી. અને પાછલી રાતનો એક પહોર બાકી હતો ત્યારે ગીરમાં જેતપુરવાળાના બોરડી ગામમાં દાખલ થઇ ગઇ.

"ઓહોહો, ચાંપરાજભાઇ આવ્યા ! ચાંપરાજભાઇ આવ્યા !" એમ જેહસૂરવાળાએ આદરમાન દઇ ચાપરાજ વાળાને ઢાળીઆ પાથરી દીધા. અને ઘોડીઓને લીલાછમ બાજરાનુ જેગાણુ મેલાવ્યુ.

"બાપુ !" માણસે આવીને કહ્યુ: "ત્રણમાથી એક ઘોડી જોગાણુ ખાતી નથી. પંથ બહુ આકરો થયો લાગે છે"

"અરે મારી ઘોડી જોગાણુ ન ખાય એમ બને ખરૂ ? ભલે ને લંકાનો પથ કર્યો હોય ! કઇ ઘોડી તુ કહે છે ?"

"ધોયેલા (ધોળા) પગ વાળી."

"અરે, ધોયેલા પગ વાળી તો એ્ય ઘોડી જ નથી."

એમ બોલતો ચાપરાજ વાળો ઠાણમા ગયો. ત્યા આઘેથી પોતાની જ ઘોડીનો પગ ગોઠણ સુધી ધોળો ફુલ જેવો દેખાયો. પાસે જઇને જેવે ત્યા તો એના મ્હોમાથી અરેરાટી નીકળી ગઇ.

એ પગ નહોતો, પણ પગના નળાનું હાડકુ જ હતુ. મચોડો ડાબો જ ન મળે એને પગના કાંડા સુધીની આખી ખોળ જ ઉતરડાઇને ઉપર ચડી ગયેલી ! પાચાળમાથી રાતે નીકળતી વખતે પહાડના પત્થરની ચીરાડમા ઘોડીનો પગ પડી ગયો હતો અને પગ ઉપાડતા જ, ટોપરાનો વાટકો નીકળે તેવી રીતે પગનો ડાબલો તૂટીને છૂટો થયેલ હતો. પણ ઘોડીએ કળાવા જ દીધુ નહિ.

"આ હા હા હા !" ચાપરાજ વાળાને યાદ આવ્યુ. "ડુંગરામા રાતે એક વાર ઘોડીના પગનો કાઇક અવાજ મને સભળાણો 'તો ખરો અને તે પછી ઘોડીનો પગ આખી વાટ

સહેજમાત્ર લચકાતો આવતો હતો. પણ આમ મંચોરો ડાબો જ નીકળી ગયો હોવાનું ઓસાણ તો મને આવે જ શેનું ?"

પગ વગરની જે ઘોડીએ ત્રણ પગે ચાલીને બે અસવારને ચાલીસ પચાસ ગાઉ પહોંચાડી દીધા, તેને આજ ગુડી નાખવાનો સમય આવતાં જ ચાંપરાજ વાળાની છાતી ભેદાઈ ગઈ.

ગામની બહાર લઈ જઈને ઘોડીને ઉભી રાખી. એક જ ઘાયે કેંસલો થઈ જાય તે માટે ચાંપરાજ વાળાએ જોર કરીને ઘોડીને ગળે ઝાટકો ચોટાડયો. પણ ડોકું પૂરેપૂરું ન કપાયું. વેદનાની મારી ઘોડી ભાગી નીકળી. અને ચાંપરાજ વાળાએ જાણ્યું કે "ભુંડી થઈ! પડખે જ માણેકવાડાની એજન્સીની છાવણી પડી છે. ત્યાં પહોંચ્યા ભેગી જ ઘોડી ઓળખાઈ આવશે, આપણા સગડ લેવાશે અને વચમાં નાહક આ બાપડો જેઠસુર કુટાઈ જશે !"

"બાપ રેશમ ! બેટા રેશમ !" એમ ચાંપરાજ વાળાએ સાદ દીધો. અને પીડાથી પાગલ બનેલી ઘોડી ધણીનો બોલ સાંભળીને દોડતી પાછી આવી. આવીને માથું નમાવી ઉભી રહી. એટલે બીજે ઝાટકે ચાંપરાજે એની ગરદન ઉડાવી દીધી.

૮

વન ગઈ પાલવ વિના જનની કે'તાં જે;
દોરીને ચાંપો દેતે માન્યુ સાચું મૂળવા !

[ હે મૂળુવાળા ! કાઠીઆણી જ્યારે ચોરીમાં પરણવા બેસે ત્યારે કાપડું પહેરતી નથી, એ વાત આજે, તે જ્યારે ચાંપરાજને દોરીને સરકારમાં સોંપી દીધો ત્યારે જ મેં સાચી વાત માની; એટલે કે એવી

નિર્લજ્જ માતાના પુત્ર તારા સરખા મિત્રદ્રોહી જ થાય એમા નવાઇ નથી ]
(આ લગ્ન–પ્રથા સબધે એવી કથા કાઠિયાવાડમા પ્રવર્તે છે કે "મુસલમાન રાજ્યના કોઇક સમયમા, દરેક ક્ષત્રિય રાજાની પરણેતરને કોઇ બાદશાહ, પ્રથમની રાતે પોતાના શયનગૃહમા મોકલવાનો હુકમ કરતો. પછી એ પ્રથા ત્યજીને પાદશાહે એવો હુકમ કરેલો કે પ્રત્યેક ક્ષત્રિય કન્યાને પરણતી વેળા જે કાંચળી પહેરાવવામા આવે, તેના સ્તન–ભાગ પર પાદશાહી પજાની છાપ હોવી જોઇએ આ આજ્ઞાને તાબે બીજા બધા થયા, પણ કાઠીઓએ તો તે કલકમાથી મુક્ત રહેવા ખાતર લગ્નવિધિમાથી કાપડુ જ કાઢી નાખ્યુ." આ વાતમા કશુ વજૂદ જણાતુ જ નથી)

જાશે જળ જમી, પોરહુ ને પતીઆળ;
ચાંપા ભેળાં ચાર, માતમ ખોયુ મૂળવા!

[ હે મૂળુ વાળા! ચાપરાજ જાય છે. તેની સાથે જળ, જમીન, પૌરૂષ અને પ્રતિષ્ઠા, એ ચારે ચીજો ચાલી જાય છે. એને સોપી દઇને તે તારૂ મહાત્મ્ય ગુમાવ્યુ. ]

(કા તો) જેતાણુ જાનારૂ થયુ, મુળુ ઇદલ મોત;
ખાધી મોટી ખોટ, દોરીને ચાંપો દીયો.

[ કાં તો જેતપુર જનારૂં થયુ, કા તારૂ મોત આવ્યુ. હે મૂળુ વાળા! તે ચાપરાજને સોપી દેવામા મોટી ખોટ ખાધી છે. ]

આવા ઠપકાના દુહા ચારણો ઠેર ઠેર સભળાવવા લાગ્યા. મૂળુવાળાને માથે ચાપરાજને ગજકોટ જઇ સોપી દેવાનુ આળ મૂકયુ. પણ બીજી બાજુ કેટલાક લોકો કહે છે કે મૂળુ વાળાનો વાક નહોતો. મૂળુ વાળાએ તો બહુ વિનવ્યુ હતુ કે 'ચાપા, ભલો થઇને ભાગી જા. ભલે મારો ગરાસ જઇ થાય.' પણ ચાપરાજ માન્યો નહિ. ઓપાયો. એના ઉપર મુકર્દમો ચાલ્યો. અને

એને જન્મકેદની સજા થઈ. વરોડાની જેલમાં એને મોકલી દેવામાં આવ્યો. ઈ. સ. ૧૮૩૭.

૯

"હમણાં જેલર સા'બ કેમ નથી દેખાતા ?"

"એની મડમને પેટપીડ ઉપડી છે."

"શા કારણથી ?"

"બાપડીને છોરૂ આવ્યાનો સમો થીપો છે. પણ આડું આવેલ હોવાથી છૂટકો થાતો નથી. મોટા મોટા ગોરા સરજનોએ ય હાથ ધોઈ નાખ્યા છે, અને મડમ તો હવે ઘડી બે ઘડીમાં મરવાની થઈ છે."

જેલના દરોગાને મોઢે આ વાત સાંભળીને ચાંપરાજ વાળાને વિચાર ઉપડ્યો. એણે કહ્યું કે—

"અરે ભાઈ, એમાં ગોરા સરજનોનો ઉપા' કાર નહિ કરે, ઘણુ ય મારી આગળ દવા છે, પણ ઇ દવા કોણ કરે ? જેલર સાબને કાને મારી વાતે ય કોણ પોગાડે."

દરોગાએ જઈને સાહેબને બંગલે વાત પહોંચાડી કે કાઠીઆ-વાડનો એક કેદી આડા ભાગવાની દવા જાણે છે. અંગ્રેજને અજાયબી તો બહુ થઈ, માન્યામાં તો આવ્યું નહિ. પણ ડુબતો માણસ તરણાને બે ઝાલે એ રીતે એણે ચાંપરાજ વાળાને દવા કરવાનું કહ્યું. ચાંપરાજે માગ્યુ કે—

"એક તરવાર: એક ઘીનો દીવો: ધુપ: અને એક માળા: ચાર વાનાં લઇને મને નદી કે નવાણુને કાંઠે જવા દો."

માગી તેટલી સામગ્રી આપીને ચાંપરાજને જળાશય કાંઠે તેડી ગયા. ન્હાઇ ધોઇ, ધોતીયું પહેરી, ઘીનો દીવો ને ધુપ કરી હાથમાં માળા લઇને પ્રભાતને પ્હોર ચાંપરાજે સૂરજ સામે હાથ જોડયા.

"હે સૂરજ ! મારી પાસે કાંઇ દવા નથી. પણ આજસુધી મેં પરનારી ઉપર મીટ પણ ન માંડી હોવાનો જો તું સાક્ષી હો, મનમાં પરનારીનો સંકલ્પ પણ જો મેં કોઇ દિ' ન કર્યો હોય, તો મદમ બેનનું આડું ભાંગીને તારા છોરૂની લાજ રાખજે બાપ ! નીકર આ તરવાર પેટમાં પરોવીને હું સહુ જઇશ."

આટલું બોલી, પોતાની નાડી ધોઇ, ધોણનું પાણી પોતે દરોગાના હાથમાં દીધું. "લે ભાઇ, મદમ બેનને પીવરાવી દે, ને પછી મને આંહી ખબર આપ કે છુટકો થાય છે કે નહિ."

પાણી લઇને દરોગો દોડયો. અને ચાંપરાજે ઉઘાડી તરવાર તૈયાર રાખી સૂરજના જાપ આદર્યાં. કાં તો જેલમાંથી છૂટું છું, ને કાં આંહી જ પ્રાણ કાઢું છું. એવો નિશ્ચય કર્યો.

એક, બે, ને ત્રણ માળા ફેરવ્યા ભેળા તો માણસો દોડતાં આવ્યાં: "ચાંપરાજભાઇ, મદમને છુટકારો થઇ ગયો ! પેટપીડ મટી ગઇ ! રંગ છે તમારી દવાને."

મદમે ચાંપરાજ વાળાને પોતાનો ભાઇ કહ્યો અને પોતાના ધણી સાથે જીકર માંડી કે "મારા ભાઇને છોડાવો."

"અરે ગાંડી ! જન્મ-ટીપનો હુકમ એમ ન ફરે."

"ગમે તેમ કરીને વિલાયત જઈને ફેરવાવો. નીકર તમારે ને મારે રામરામ છે !"

મડમનાં રીસામણાંએ સાહેબના ઘરને સ્મશાન બનાવી મૂક્યું. સાહેબે સરકારમાં લખાણ ચલાવીને મોટી લાગવગ વાપરી. ચાંપરાજ વાળાની સજા રદ કરાવી દીધી અને દસ બાર વરસ સુધીની એની મજૂરીના જે બાગો ત્રણસો રૂપીઆ એના નામ પર જમા થયેલા તે આપીને ચાંપરાજ વાળાને રજા દીધી. મડમ બ્હેનની વિદાય લેતી વેળા બહારવટીયાની ખુની આંખોમાંથી પણ આંસુડાં વહેવા લાગ્યાં. મડમનું હૈયું પણ ભરાઇ આવ્યું.

પડમેના બંદરેથી વ્હાણમાં બેસીને ચાંપરાજ વાળો બાવનગર ઉતર્યો. પહોંચ્યો મહારાજ વજેસંગજીની પાસે. કચારીમાં જઇને પગે હાથ નાંખ્યા. "મારો કનૈયાલાલ ! મારો વજો મહારાજ ! બાપો મારો ! મને કારાગૃહમાંથી ઉગાર્યો !" વીએ ઘુમાઘુમ કરીને એ નટખટ કાઠીએ કચારી ગજાવી મૂકી.

"ઓહોહોહો ! ચાંપરાજ વાળા, તમે ક્યાંથી !"

"મહારાજે મને છોડાવ્યો." ચાંપરાજે હુસ્યાઇ આદરી.

"હેં ! સાચોસાચ મેં તમને છોડાવ્યા ! શી રીતે ?"

"અરે વજા મહારાજા ! તારી તે શી વાત કરું ? જાણે એમ થયું કે એક દિ' રાતમાં કનૈયાલાલનું રૂપ ધરીને આપ મારી

જેલની ઓરડીમા પધાર્યા, અને મારી બેડીઓ તોડી, મને દરવાજા ઉઘાડા ફટાક કરી દીધા. અને હું નીકળી આવ્યો મહારાજ કનૈયાનો અવતાર છે એમ સહુનુ કહેવુ મારે તો સાચુ પડ્યુ." એમ કહીને, પોતાની જેલની મજુરીના જે બે રૂપીઆ બાકી રહ્યા હતા, તે મહારાજને માથેથી ઘોળ કરીને મહારાજના પગમા ધરી દીધા.

"અરે રગ ! રગ કાઠીભાઇની કરામતને !" એમ રગ દઇને ડાહ્યા રાજા વજેસગજીએ ચાંપરાજની પીઠ થાબડી. ચાંપરાજ વાળાને મહામૂલના સરપાવની પહેરામણી કરીને પોતાના અસવારો સાથે ચરખા પહોચતો કર્યો. અને ત્યાર પછી ચાંપરાજ વાળો, ઘર આગળ પથારીમા જ મરણ પામ્યો.*

---

* કેપ્ટન બેલ, પોતાના "ધ હીસ્ટરી ઓફ કાઠીઆવાડ" નામના પુસ્તકમા ફક્ત એટલો જ ઉલ્લેખ કરે છે કે,

"ચાંપરાજ વાળો, કે જેણે પદર નબરના બોમ્બે ઇન્ફન્ટ્રીના એક અધિકારીને ગોળીથી ઠાર કર્યો હતો, તે ઇ સ ૧૮૩૮મા પકડાયો અને પોતાના દુષ્ટ કૃત્યોના બદલામા જન્મ-ટીપ પામ્યો હતો. ચાંપરાજ વાળો નામીચો અફીણી હતો જેલમા પણ એને દવાના મોટા મોટા રગડા પાઇને જીવતો રાખવો પડયો હતો દવાની અક્કેક માત્રા છેવટે સીતેર ગ્રેઇન સુધી પહોચી ગઇ હતી, જ્યારે એ છૂટો હતો ત્યારે એને દરેક ટકે કબુતરના અક્કેક મોટા ઇંડા જેટલુ અફીણ લેવુ પડતુ હતુ



# નાથો મોઢવાડીયો

સમી સાંજરે, ગોધુલીને સમયે, વાજેવાજ પોતાના ગોધલા હાંક્તો એક ગાડાખેડુ બરડા મુલકના સીસલી નામે ગામડાના ઝાંપામાં દાખલ થયો. એનું નામ નાથો; મોઢવાડા ગામનો એ મેર હતો. ખેડ કરીને પેટ ભરતો. કદમાં બેઠી દડીનો, દેખાવે ખૂબસુરત અને બોલવામાં કુહાડા જેવી જીભવાળો હતો.

ધણીના ખૂંટડા નાથાના નનકૂડા ગોધલાને ઠીક ચડાવ્યે જાય છે, અને ખૂંટીયાના બરડા ઉપર પરોણાની પ્રાછટ બોલાવતો નાથો હેમખેમ ગાડું બહાર કાઢી એક શેરીમાં વાળે છે. પહોળા ફળીઆમાં ગાડું થંભાવીને નાથો ઠેક્યો અને હાથમાં રાશ હતી તે ગોધલાને માથે એમ ને એમ ઢળકતી મેલી દઇ ઓસરીએ ગયો.

નાયાને દેખતાંની વાર જ ઘરમાંથી એક આધેડ મેરાણીએ બહાર આવીને ઓવારણાં લીધાં.

" કાંઇ કુઇ ! કાંવ કરવા બોલાવ્યો'તો મુને ? ઘઉંના કોસ છોડેને મારે આવવું પડ્યું છે. કાલ ચાહે તાં બધા ય ક્યારા બળીને રાખ થૈ જાહે. એવડી તે તારે કીવાની ઉનાવર હુતી ? "

" હા ભા ! તારે ઘઉંનાં વાવેતર ખોટી થાય છે, ને આંહી મારાં છોકરાં પાવળું દૂધ વન્યા વીયાળુ કરે છે, અને ઇ બધું ય મારો નાયા જેવો જમદઢ ભત્રીજો બીઠે મારે ભોગવવું સરજેલ હશે ને ! આજ મારો ભા વાશીયાંગ હત ને, તો ઇ પીટ્યાઓનાં પેટમાંથી છઠ્ઠીનાં ધાવણ રોત ઓકાને આવત."

" પણ આટલાં બધાં મેણા કીવાની દઇ રહી છો ? કાવ થીયું ઇ તો મોંમાંથી ફાટ્ય ? "

" કાંવ ફાટાં ? ફાટેંને કાવ કરાં ? પાંચ કુંઢીયું, ને પાંચ નવચંદરીયું, દસે ય દૂઝણી ભીંસુંને પીટ્યાઓ હાં - "

" કાંથી ? "

" ડુંગરમાં ચરતી'તી તાંથી."

" કુણ હાંકે ગા ? "

" જામનાં માણસઃ ધંતુરીયાના ફાટલ આયર."

" ઠીક, તી ઇમાં હાલી મોં કાંવ વારછ મારા બાપ વાશી હું અબઘડી જેને લે આવાં."

એટલું કહીને હાથમાં પરોણો ઉપાડી નાથો ઓસરીએથી ઉતર્યો, કુંઇએ સાદ કર્યો:

"નાથા! અટાણે અસૂરે નથ જાવું. વીયાણુ કરે ને ચંદરમા ઉગ્યે ચાલજે."

"ના, ના. વીયાણુ તો હવે ઇ દસ ભેંસ્યુંનાં દૂધ આવશે તે દિ' જ કરવાં છે."

એટલું કહીને પાછો પતંગીઆ જેવો નાથો ગાડા માથે ઠેક્યો. ઢાંઢા તો ધરમાં જ ઉભા હતા. જોતર છોડ્યાં કે ઢીલાં પણ નહોતાં કર્યાં. ગોધલાની પીઠ ઉપરથી ફુમકીઆળી રાશ ખેંચી લઇને નાથાએ ડચકારો કર્યો, ગોધલાની પીઠ ઉપર જરાક હાથ દીધા ત્યાં તો સમતોલ પાણીની અંદર સમા પવનનું નાનું વહાણુ વેગ કરે તેવી ચાલ્ય કાઢીને ગોધલા ઉપડ્યા. ધૂળની ડમરીઓ ચડાવતું ગાડું તોપના ગોળાની માફક ગડેડાટ કરતું જાય છે. થોડીક વારમાં તો જામનગરની સરહદના રાવલ ગામને પાદર આવીને નાથો અટક્યો.

ચાણુામાં ગયો. જે મળે એને પૂછે છે કે "ભાઇ, મારી કુંઇની દસ ભેંસું-પાંચ કુંઢીયું ને પાંચ નવચંદરીયું..."

એનું વેણુ અધુરૂં રહી જાય છે, ને જવાબ આપ્યા વગર ચાણુાના માણસો આંખ કાઢીને સરી જાય છે. આખી રાત નાથો ભૂખ્યો ને તરસ્યો વાવડ કાઢતો રહ્યો. પોતાને રોટલો કે ગોધલાને કડબનું એક રાડું પણ નથી મળ્યું. બીજી વાતમાં એનું ચિત્ત જ નથી. સહુને ભેંસો વિષે પૂછે છે, સહુ એને ધક્કે ચડાવે છે, એમ કરતાં કરતાં નાથો મામલતદારના ઘરમાં પેઠો.

"કાણુ છો એલા ?" મામલતદાર તાડુકયો.

"મારી કુઇની ભેંસું, પાંચ કુંઢીયું, પાંચ..."

"તારી કુઇ જામ સાહેબની પટરાણી તો નથી ને? પ્રભાતના પહોરમાં પારકા મકાનમાં પૂછ્યા ગાછ્યા વગર પેસી જાઇ તે કાંઇ ભાન છે કે નહિ! બહાર ઉભો રે'."

"પણુ મારી કુઇનાં છોકરાં વીયાણું વગરનાં..."

"અરે કમબખ્ત! બહાર નીકળ, મોટા રાવળ જામ!"

"પણુ મહેરબાન તુ ગાળ્યું શીદ કાઢછ? હુ તો તારી પાંસળ અરજે આવ્યો છ!"

ગેર હંમેશાં સહુને—રાયથી રંક તમામને તુંકારે જ બોલાવે છે. પરંતુ એ તુંકારો કરતી વેળા યે એ તો ગરીબડો થઇને જ બોલે છે, આવી પ્રથાનુ ભાન ન રાખનાર એ મામલતદારનો પિત્તો ગયો. એણે ધક્કો મારીને નાથાને ઉંચી પરસાળ ઉપરથી નીચે પછાડયો. જે માણસો હાજર હતાં એ સહુ સાહેબની હુશીયારી અને નાથાની હીણપ જોઇને હસવા લાગ્યાં. પડી ગયેલો નાથો ઉભો થઇને ધૂળ ખંખેરવા લાગ્યો.

"ઠીક સા'બ રામ રામ!" કહીને નાથો ગાડે ચડી પાછો ચાલી નીકળ્યો. ગામનાં લોકોએ વાવડ દીધા કે દસે ભેંસો હાંકીને આયરો રાણુપરે લઇ ગયા છે. નાથાએ રાણુપરા ઉપર ગાડું રોડવી મેલ્યું. સીધો સીધો રાણુપરાના થાણામાં ગયો. ત્યાં પણુ અમલદારે બરછીના ઘા જેવો જવાબ દીધો કે "તારી કુઇની ભેંસું ને? હા,

જામ સાહેબે હમણાં રાણપરાનો નવો ગઢ બંધાવ્યો છે, તારી ફુઇની બેસુના શીંગ ચણાઇ ગયા—જૂલ જૂલમાં હો ! અ બાઇ ? હવે કોઇ ચણેલો ગઢ તારી બેસું માટે પાડી નખાય છે ?"

"ના સા'બ ! ગઢ પાડજો મા. હવે બેવડો ચણજો. હું મારો હિસાબ જામની હારે જ સમજી લેશ."

"એમ મારો બેટો...! તું શું બારવટું કરીશ ?"

પડખેથી એક આયર બોલ્યો, "હા હા સાહેબ, એનો કાંધો મેર બારવટે નીકળ્યો'તો અને એનો બાપ વાશીયાંગ આપણા રાજની સામે બારવટુ કરતો'તો. આશીઆવા ખડનો ભર ભરીને લઇ જાતો'તો એટલે ઇજારદારે એનો આચરી લીધો'તો."

"તી મારે બાપે તો પડી જમીનમાથી ખડ લીધું'તુ, કોઇના ખેતરમાથી થોડું લીધુ—" ભોળો નાથો આજ પચાસ પોતાના બાપનો બચાવ કરવા લાગ્યો.

"ઓહોહો ! ત્યારે તો આ બીજી પેઢીનો પાકેલ શૂરવ નગરના રાજને ઉંધુ ચતુ જ કરી મેલશે હો !"

સાંભળીને નાથો ચાલ્યો. બાપુવડ ગયો. જામનગર ગયો. વ તો બોલતા ન આવડે, એટલે "મારી ફુઇની બેસું ! પાય કુંદીક પાંચ નવય દરીયુ ..." એવા મેર–ભાષાના ભાગ્યાં તુટયા વેણ બોલે છે

પણ નગરની દોમ દોમ બાદશાહીમા પોરબંદર તાબાન

મોઢવાડા ગામના નાયા મેર નામે ખેડુને ઉભવાનું ઠેકાણું જ નહોતું. રંગમતીને કાંઠે ભૂખ્યા ગોધલાને રાત બધી ચારો કરાવી, રૂપમતીનાં પાણી પાઇ, ગાડું પાછું હાંકી મેલ્યું. પણ હાંકતાં હાંકતાં જામના દરબારગઢના કાંગરા ઉપર, પાછું જોઇને કરડી નજર ઠેરવતો ગયો. જાણે કેમ પોતાની દૃષ્ટિથી જ એ કાંગરાને તોડવા મથતો હોય, એવા જોરથી નજર નોંધતો ગયો.

કાળભર્યો આવ્યો પાછો રાણપરાની સીમમાં. બપોર તપે છે. સાંતીડાં છોડીને ખેડુતો આડા અવળા થયા છે. ફક્ત બે ગોવાળીયા ગામનું ખાડું ચારે છે. એક સો જેટલી હાથણી સમાન બગરી ને કુંઢી ને નવચંદરી ભેંસોએ ગાડાની ઘરેણાટી સાંભળી કાન માંડ્યા. ડોક ઉંચી કરી. ગોવાળીયા પોતાના ગોબા લઇને ઉભા થઇ ગયા. ત્યાં તો ગાડું હાંકીને ઠેઠ સુધી નાયો ધસી આવ્યો. આવીને પડકાર્યું કે–

"એલા આયરૂ, આ ક્યાંનો માલ?"

"રાણપરાનો."

"મારી ફુઇનાં છોકરાં વીયાણુ વન્યા સુવે છે ઇ ખબર છે ને?"

"તે શું છે?"

"અને મારે ય ત્રણ દિ'થી વીયાણુ અગરાજ થયું છે."

"તે પણ છે શું?"

"આ ભેંસુને દૂધે આજ રીસવી જાતને વીયાણુ કરવું છે."

"જેઠુનાં મતરે વીયાણુ કર્યું, મૂતરે. જો ગગો જામ'સાબની ભેંશું દોવા આવ્યો છે."

"માલને જાનામુના મોઢા આગળ કરી દીયો છો, કે હું જ હાંકે લાં ?"

"હવે હાલતો થા હાલતો, રેંચા !"

"કોઇ વાતે નથી સમજતું ના ?"

"લે જા જા, આ એક ગોબા ભેળી ખોપરી ઉડી પડશે."

"ઠીક ત્યારે, ઇ બે ગોબા મોટા ? કે આ એક પરોણો મોટો ? એનું પારખું કરીએ."

એમ કહીને ગોધલાની પીઠ ઉપર રાશ ઉલાળીને ફક્ત એક પરોણાભર નાથો નીચે ઠેક્યો. દોડીને પરોણાની પ્રાછટ બોલાવવા માંડયો. રબારીઓના હાથમાં ગોબા ઉપડે તે પહેલાં તો બ નેનાં જમણાં કાંડાં ખેડવી નાખ્યાં. ફડાફડી બોલાવીને બન્ને પહાડ જેવા પડછંદ ગોવાળોને ધરતી ઉપર ઢાળી દીધા. આખું યે ખાડું સીસલીના કેડા ઉપર ઘેળાને વહેતું કર્યું. પાછળ ગોધલા હાંક્યા. દોટાવતો દોટાવતો સો યે ભેંસોને ઉપાડી ગયો. ગોધુલિ વખતે ગયો હતો ને ગોધુલિને વખતે જ પાછો સીસલીના ઝાંપામાં પેઠો. એક સો ભેંસોની ધકમક ચાલી છે. સીસલીનાં માણુસ જોઇ રહ્યાં. નાથાએ ડેલીએ જઇને સાદ કર્યો કે "ફુઇ ! વારો વાળ્ય."

ફુઇ બહાર નીકળી. વારણાં લઇને કહ્યું કે "ખમ્મા ! મારા વાશીયાંગના પૂતરને ! પણ માડી ! આ ક્યાંથી ?"

"ફુઇ, તારીયું તો ન મળાયું, પણ આમાંથી તારૂં મન માને ય હોવે લે."

"અરે મારા બાપ ! પણ આ તો સરપ બાંડો કર્યો ! જામની સામુ વેર માંડ્યું."

"તું તારે મોજ કર. જામને જવાબ દેનારો હું જીવતો બેઠો છ. અટાણે તો મુંને ઝટ વીયાળુ પિરસ્ય. ત્રણ દિ'નો ભુખ્યો ડાંસ છું. લાવ્ય, ઝટ આ સો માપલી એક નવચંદરીનું બોઘરૂં ભરીને મેલ્ય દે મારા મોં આગળ; અને હાવરી ભાત્ય પાડીને ઉના ઉના રોટલા બે ટીપે નાખ્ય તાં ! આજ તો જામને માથે બધી ય દાઝ કાઢીને વીયાળુ કરેવું છે."

નાથાની ફુઇ હેબત ખાઇને ઉભી થઇ રહી છે. "અરે મારા બાપ ! તુને બો નથી ? અબઘડી જામની ફોજનાં ભાલાં વરતારો. માટે તું ઝટ નીકળી જા."

"એ ના ના. ખાધા વિના તો આજ નહિ નીકળું. તુંને જો તારા ઘરમાં ચોર સંઘરવાનો બો હોય તો ભલે, હું ભૂખ્યો તરસ્યો ભાગે જાં."

રોટલા તૈયાર થયા. જામની ભેંસો દોહવાઇ રહી. નાથાએ લીલવણી બાજરાના બે ધડસા જેવા રોટલા પટકાવ્યા. પછી ઓડકાર ખાઇને કહ્યું: "લે ફુઇ હું જાઉં છુ, પણ ભેંસુને ખાલે ય જો જામનાં માણસું અડવા આવે તો સંભળાવી દેજે કે વીણું વીણુને હું એનાં માથાં વાઢે લેશ."

નાથો ગોધલા હાંકીને બહાર નીકળ્યો. એટલે પાદરમાં રીસલી

ગામના કોઠા ઉપર ચડીને ઉભેલા આદમીએ કહ્યું કે "બાબા! વાર વહી આવે છે, અને તને ભેટ્યા વગર નહિ રહે."

ગાડા ઉપર ઉભા થઇને નાથાએ કોઠા તરફ હાથ લંબાવી કહ્યું: "ફકર નહિ બા! લાવજે તારી તરવાર, હાલ્ય પાછી દઇ મેલીશ. મારે એક તરવાર જ બસ છે."

કોઠાવાળા આદમીએ તરવાર લાંબી કરી. લઇને નાથો ઉપડ્યો. સીમાડે પોતાનું ગાડું રોકી ઉભો રહ્યો. ત્યાં તો અસવારો ભાલે આભ ઉપાડતા આવી પહોંચ્યા. આઘેથી નાથાએ પડકાર્યું: "એ ઉતાવળા થાવ મા. ઘોડાને પેટપીડ ઉપડશે. અને હું તાં તમારી વાટ્ય જોઇને જ ઉભો છું. નીકર કાંઇ તમને ભાગ આ ગોધલા આંબવા દે ખરા કે!'

એક જ તરવાર લઇને નાથો ઉતર્યો. સાત અસવારને સોરી નાખ્યા. એટલે પછી બાકીની વાર પાછી વળી. વારમાંથી માણસો વાતો કરવા મંડ્યા કે "આ તો મારૂં બેટું કૌતક જેવું?"

"શું?"

"અમે બરાબર એના અંગ ઉપર ઝાટકા માર્યા. પણ એને એકેય ઘા ફૂટ્યો જ નહિ"

"ભાઇ, એને વરદાન છે આભપરા વાળા બાવા બુટ્ટા ભારતીનું."

"શું?"

"બુટ્ટો બાવો એક જોગંદર છે. નાનપણમાં નાથે એની ભારી ચાકરી કરી. તે બાવો પરસન થયા. બે વાનાં આપ્યાં. એક શિયાળ-

શીંગી, ને બીજી મોણુવેલ : બેયને નાથે સાથળ ચીરીને શરીરમાં નાંખી, ઉપર ટેભા લઇ સીવી લીધેલ છે. ત્યારથી એને તરવાર કે બંદૂકની ગોળી, બેમાંથી એકેયનો ઘા નથી ફૂટતો."

"અને હવે કાલ્યથી જ એ બારવટે નીકળશે! અને આપણને ધમરોળી નાખશે."

૨

"બેટા માલદે! આ લે, આ ગોધલ્યાની રાશ અને તારી માની લાજ તારા હાથમાં સુંપેને હું જાઉં. મારી વાટય જો જો મા. મારે તો જમને માપી જોવો છે, એટલે હવે રામ રામ છે. અને મોઢવાડીયા ભાઇયું! આખા બરડાના મેરૂને કહી દેજો કે મને પોલે પાણે રોજરોજનાં ભાત પોગાડે. અને હું એટલે કેટલા માણસો ખબર છે ને? બસો મકરાણી ને એક હું: એમ બસો ને એકનાં ભાત: દિ'માં ત્રણ ટાણાં પોગાડજો. નીકર મેરનાં માથાનું ખળું કરીશ."

એમ બસો મકરાણીને ત્રીસ ત્રીસ કોરીને પગારે રાખી લઇને બારવટાના નેજા સાથે નાથો બરડા ડુંગર ઉપર ચડી ગયો અને પોલે પાણે પોતે પોતાની ટચલી આંગળીના લોહીથી ત્રિશૂળ તાણીને વાસ્તુ લીધું. પોલો પાણો નામની એક ગુફા છે. જાણે બારવટિયાને ઓથ લેવા માટે જ કુદરતે બાંધી હોય એવી એ જગ્યા બરડા ડુંગરમાં છે. રાણાવાવ ગામને સીમાડેથી ઉપડેલો આ બરડો હાલતો હાલતો, ધરતી માતાના બરડાની કરોડ સરખો, અને કોઇ કોઇ વાર પરોઢીએ તો જાણે સોડ્ય તાણીને સૂતેલા ચોર મહાકાળ સરખો દેખાવ ધારણ કરતો,. પોતાની મહા કાયા

લંબાવીને પોરબંદર અને નગર, બન્ને રાજની હદમાં પડ્યો છે. પ્રેમ અને શૂરાતનની અલૌકિક વાતો હજુ પણ આભને કહી રહેલો આભપરો ડુંગર પણ ત્યાં જ ઉભો છે, ઘુમલીનાં દેવતાઇ ખંડેરો પણ હજી ત્યાં પડ્યા પાથર્યાં દેખાય છે. હલામણની સોનનાં આંસુડાં ત્યાં જ છંટાણા છે. સોન કંસારી નામની વીર રાખાયશ બાબરીયાની અખંડ કુમારી પ્રિયતમાને જેઠવા રાજાના કામાગ્નિમાંથી ઉગારવા માટે કતલ થઇ જઇને સવા શેર જનોઇના ત્રાગડા ઉતારી દેનાર થાનકી બ્રાહ્મણો પણ પૂર્વે ત્યાં જ પોઢ્યા છે. પ્રથમ તો એ આખો ય દેવતાઇ પહાડ જેઠવાને આંગણે હતો. પણ કહેવાય છે કે ડુંગરમાં કોઇક ગોરાનાં ખૂન થયાં, જેઠવા રાજાને માથે ગોરી સરકારનું દબાણ આવ્યું. જેઠવા રાજાએ ઢીલા પોચા કારભારીની સલાહને વશ થઇ જવાબ દીધો કે "જ્યાં ખૂન થયાં તે સીમાડો મારો નહિ; નગરનો." નગરનો જામ છાતીવાળો હતો. એણે જોખમ માથે લઇને કબૂલી લીધું કે "હા હા! એ ડુંગર મારો છે." ત્યારથી બરડાનો અમુલખ ભાગ નગરને ઘેર ગયો, પોરબંદરના હાથમાં નાનકડી પાંખ રહી.

એ પાંખ ઉપર, થોડાં થોડાં ઝાડવાંની ઘટા વચ્ચે, બહુ ઉંચેરો નહિ, કે બહુ નીચેરો પણ નહિ, એમ 'પોલો પાણો' આવેલ છે. ૩૨ ફુટ લાંબું ને ૧૬ ફુટ પહોળું એ પોલાણ છે. બેઠકથી સાડા ત્રણ ફુટ ઉંચે છજાવાળી જબરદસ્ત શિલા છે. પણ નાથા બારવટીયાની ઘોડીને ઉભી રાખવા માટે, વચ્ચોવચ્ચ એ છજાની શિલા થોડાક ભાગમાં કોરી કાઢી છે. છાપરાંની શિલા ઉપર, બરાબર ઓથ લઇને માણસ બેસી શકે એવી ચાડિકાની બેઠક છે. એ બેઠકમાં આખો દિવસ અકેક આદમી ચોકી કરતો અને અંદર પોલાણમાં નાથા બાબાનો ડાયરો મળતો. પડખે

ઘોડાંને પાણી પાવાની તળાવડી પણ અત્યારે 'નાથા તળાવડી' નામે ઓળખાય છે. ત્યાર પછીના વાઘેર બહારવટીઆ જ્યાં રહીને દાંડીયા રાસ લેતા તે 'માણેક ચોક' નામની જગ્યા પણ પોલા પાણાથી ઝાઝી દૂર નથી. પોલા પાણાને 'ડાકમરડો' પણ કહે છે.

દુશ્મનની મોટી ફોજોની પણ કારી ન ફાવે એવી આ વંકી જગ્યાનો ઓથ લઈને નાથો મેર જામના બારાડી પરગણાનાં ગામડાં ભાંગવા મંડ્યો. ગુંદ ભાંગ્યું, આસીયાવદર ભાંગ્યું અને જામશાહી કોરીઓના ખણખણાટથી પોલો પાણો રણકાર દેવા લાગ્યો, પછી તો રાવણહથ્થાના તાર ઉપર નાથાના રાસડા ચડી ગયા. આસપાસ મેરોનાં ગામનો જબ્બર વસીલો નાથાના સાથમાં હતો અને રૂડાં રૂડાં રૂપવાળી મેરાણીઓ ઓઢણાં ચારે છેડે મોકળાં મેલી, ઝુલ્યોથી શોભતી હાથણીઓ જેવી, રાત પડતાં પોતાની પાતળી જીભે ગામડે ગામડે નાથા ભગતના પીરત્વના રાસડા લેવા લાગી, તેમ તેમ નાથાની નસોમાંથી શૂરાતન છલકાઇ જવા લાગ્યું, અને સોરઠમાં અમરેલી સુધી 'નાથા મેરનું નામ ગાજતું થયું. બહારવટીયો હતો છતાં 'ભગત' નામની એની છાપ ભૂંસાઇ નહોતી.

૩

એક દિવસને આથમતે પહોરે ચાકિકાની નજર ચૂકવીને પાંછળની ટેકરીઓમાંથી એક ઘોડેસ્વાર ચડી આવ્યો, અને ઠેઠ પોલે પાણે પહોંચ્યો. રાંગમાં રૂમઝુમની ઘોડી છે. હાથમાં ભાલો, કેડે તરવાર, ખંભે ઢાલ, મ્હોંએ દાઢીમૂછનો ભરાવ અને કરડી આંખો

છે. આવીને આખો દાયરો બેઠો હતો તેને ઘોડી પર બેઠાં બેઠાં કહ્યું કે "એ બા રામ રામ !"

સૌ જણાએ સામા કહ્યું: "રામ !"

પોલો પાણો પણ પડઘો દઈને બોલ્યો કે "રામ !"

"આમાં નાથો ભગત કોણ ?"

"ન ઓળખ્યો બાપા ? તેં રામ રામ કર્યા ને ?"

"એ તો અજાણમાં સહુની હારે રામ રામ કર્યા."

સાવજ જેવું ગળું ગૂંજી ઊઠ્યું કે "હું નાથો, હું. લે બા, હવે કર ફરી વાર રામ રામ, અને ઉતર હેઠો."

"ના, ના, હવે તો પ્રથમ વેણ દે. ત્યાર પછી જ ઉતરાય એમ છે."

"અરે ભલા આદમી, ચડે ઘોડે કાંઈ વેણ લેવાતાં હશે ? કાંઈ વાત, કાંઈ વગત્ય !"

"વાત ને વગત્ય બધું ય પછી. કાં તો નાથો ભગત કોલ આપે, ને કાં રજા આપે."

"રજા તો બાઈ હેતુમિત્રુને ય નથી મળતી, કે શત્રુને ય નથી મળતી. બે ય એક વાર પોલે પાણે આવ્યા પછી ઠાલે હાથે પાછા વળતા નથી. આ લે, જા, વચન છે."

ચારે પલ્લા ઝાટકીને ભગત ઊભો થયો. અસવારનો હાથ

ઝાલીને એણે તાળી દીધી. ઘોર અવાજે પેલા પાણાએ પણ જાણે એ કોલમાં સાક્ષી પૂરી. બાવડું ઝાલીને અસવારને હેઠો ઉતાર્યો. બેય જણા ભેટયા. ને પછી નાથાએ પૂછ્યું કે "કોણ તું ?"

"હું ચાંપરાજ વાળો, ચરખાનો."

"અરે ! તું પોતે જ ચાંપરાજ વાળો !"

ઘોડાને પાખર ઘૂઘરા, સાવ સોનેરી સાજ;
લાલ કસુંબલ લૂગડે, ચરખાનો ચાંપરાજ.

"ઇ પોતે જ તું ? ગાયકવાડનો કાળ તું ? આવ ભા, આવ. પેલો પાણો આજ પોરસથી અરધી તસુ ફુલશે. ભાઇ ચાંપરાજ ! બોલ, તારે શું કહેવું છે ? આંહી સુધી શીદ આંટો ખાધો ?"

"નાથા ભગત ! અમરેલી ભાંગ્યાના કોડ પૂરા થયા નથી. એ પૂરા કરનાર તો તું એક જ દેખાછ. માટે તુંને તેડવા આવ્યો છું."

"હાલ્ય, હમણાં જ નીકળીએ. એમાં શું ? મલકમાં મિત્રમિત્રની મોજું રહી જવાની છે. આ કાયાને તો ક્યાં અમરપટો લખી દીધો છે ? હાલ્ય, પણ બે દિ' આ પહાડની બાદશાહી માણી લે, ચાંપરાજ વાળા ! બરડાના ઠાઠ વરે કેદુ જોવા આવીશ ?"

ચાંપરાજ વાળાને થોડા દિવસ રોકયો. હિલોળા કરાવ્યા. પછી બન્ને જણા અમરેલી ઉપર ચડયા. અમરેલી ભાંગ્યું, ભાંગીને ચાંપરાજની સાથે નાથાએ ગોરડી ગિરની સાહેબી દીઠી. પછી પોતે પાણે આવ્યો.

ચલાણું ધારી ચુંથીયા લીધી હાકમરી લાજ;
ચાંપે દળ ચલાવીયાં, (તે દિ') નર મોઢા નથરાજ.

૪

"ભગત! માધવપર ઉપર હાથ મારવા જેવું છે હો! આવું તરતું ગામ બીજું નહિ મળે."

"પણ ઇ ગામ તો 'પોર'નું : 'પોર'નો રાણો તો આપણો માથાનો મુગટ. એના ગામ માથે જાવું ઇ તો પેટની ડાળ્ય ભાંગ્યા જેવું કહેવાય.'

એમ વાતો કરતો બારવટીયો નાથો પોરબંદર તાબાનાં મેરીયાં ગામોમાં આંટો દેવા જાય છે. માધવપરની રસાળી સીમમાં ઉંટ ઓરાઇ જાય એવી જુવાર ઉભી છે. રસ્તે આવતાં કેડાને કાંઠેથી જુવારના જુથની ઓથે નાથાએ હાકલા પડકારા સાંભળ્યા. કોઇ અમલદારની દમદાટીનો અવાજ લાગતાં જ નાથાએ લગામ ખેંચીને ઘોડીને રોકી. એક ખેડુત શેઢે વાછડા ચારતો હતો એને પૂછ્યું કે "એલા, આમ હાટડે મોઢે ઇ કુણ બોલે છે?"

"અમારો કાળ બોલે છે ભાઇ! કરપારામ મહેતો."

"શું કરે છે?"

"બીજું શું કરે? જુલમ. હજી આ જાર ઉભી છે, ત્યાં જ ઇ અમારી પાસેથી વસુલાત કરાવશે. વેપારીને અમારે પાણીને મૂલે મોલ માંડી દેવા પડશે. રાણાના રાજમાં તો હવે ગળાફાંસો ખાવાના દિ' આવ્યા છે, ભાઇ!"

"જઇને જરા એને કાનમાં કહી દે ભાઇ, કે નાથે મોઢવાડીએ ચેતવણી મોકલી છે. ભલો થઇને ખેડૂતો સંતાપવા રે'વા દે, કહીએ."

"અરે બાપા! નાથાના નામનો તો શું, હવે ભગવાનનો યે ભો નથી. નાથાને તો પકડવાના પડકારા કરે છે."

"ઇ છે? તાર તાં આપણે એને મળીએ."

બહારવટીયાએ ઘોડી ચડાવી. જુવાર વીંધીને સામી બાજુ નીકળ્યો. ત્યાં મૂછના આંકડા ચડાવીને મ્હોંમાંથી બબ્બે કટકા ગાળો કાઢતો મહેતો કૃપારામ ઢોલીએ ઢાળીને બેઠો છે. બાજરાનો પોંક પાડી રહ્યો છે. ઉના ઉના પોંકને ખાંડમાં ભેળવીને ખાતો ખાતો કૃપારામ ગલોફાં હલાવે છે. નાથાએ છેટેથી કૃપારામને હાકલ દીધીઃ "એ પોતડીદાસ! ઉભો થા, માટી થઇ જા. આ લે તરવાર."

"કોણ છો તુ?" કૃપારામ ઢીલો થઇ ગયો.

"હું નાથો. તું જેની વાટય જોતો'તો ઇ. ખેડુનાં લોહી ઘણાં દિ' પીધાં. માટી થા હવે."

આટલું કહીને નાથાએ કૃપારામને પકડ્યો, માણસોને હુકમ કર્યો કે "દોડો ઝટ, ચમારવાડેથી કોઇ ઢોરનું આખું ચામડું લઇ આવો."

ચામડું આવ્યું.

"હવે ઇ આળા ચામડાના ઢીંઢામાં આને જીવતો ને જીવતો સીવી લ્યો."

રીરી લઇને મહેતાને જીવતો ગુંગળાવી મારી નાખ્યો.

મેતો માધવપર તણો, ગજરે ખાતો ગામ;
કુદે કરપારામ નેતર દીધો નાથીઆ!

આવું મોત સાંભળીને મહાલે મહાલના મહેતાઓને શરીરે થરેરાટી વછૂટી ગઇ. ખેડૂતોના સંતાપ આપોઆપ ઓછા થઇ ગયા. વહીવટદારોને નાથો સ્વપ્નામાં આવવા લાગ્યો.

૫

મોઢવાડા ગામમાં મૂળુ મેરના દીકરા વણગા પટેલને ઘેર જોરાવર રાણાની હજ રહેતી. ભવભવાના પગ એ વણગા પટેલની હજમાં કેદ બનતા. વણગો તો રાણાની મૂછનો વાળ લેખાતો. એકદિવસ વણગાને ઘેર છવાવા ગામનો રાણો ખૂંટી નામનો મેર એક સો માણસને લઇને દ્વારિકાની જાત્રાએ જતાં જતાં માર્ગે રાત રોકાયો છે. વાળુ કરીને રાતે ચંદ્રમાને અજવાળે મહેમાનો ખાટલા ઢાળીને બેઠાં છે. નાથા બાબાની વાત નીકળી છે. એમાં રાણાએ વાત ઉચ્ચારી કે "વણગા પટેલ, સાંભળ્યું છે કે તમારા ગામનો બારોટ નાથા બાબાના દુહા બોલે છે ને!"

"કોણ ? રાજો બારોટ ?"

"હા, રાજો, તેડાવને ભણે; દુહા તો સાંભળીએ!"

"રાણા, ઇ બારોટ જરાક બટકબોલો છે. તું એને બોલ્યે કાંઇ ખોખો તો નહિ ધર ને?"

"ના, ના, દુહા સાંભળવામાં ધોખો વળી શીવાનો? ઇ તો જીવાં કામાં ઇવાં નામાં."

રાજા બારોટને તેડાવવામાં આવ્યો.

"કાં બારોટ! નાથા બાબાની દુહાની તેં ઓલી 'વીશી' બનાવી છે ઇ અમારા મહેમાનને સાંભળવાનું મન છે. સંભળાવીશ ને?"

"પણ બાપ, કોઇને વહુમરુ લાગે તો હાવો દઃખધોખો થાય. મારે મારી જીભને આળ આવે એવું શીદ કરાવો છો?"

"ના, ના, તું તારે મન મોકળું મેલેને બોલ. શૂરવીરની તારીફ નહિ સાંભળીએ તો બીજું સાંભળશું કાંવ?"

"ઠીક ત્યારે. લ્યો બાપ!"

એમ કહીને રાજા બારોટે હોકો પડનો મૂકીને નાથા બારવટીયાની 'વીશી' બુલંદ અવાજે શરૂ કરી:

એકે તે ઉથાપીયા ટીંબા જામ તણા,
(તેનીયું) સુણીયું સીસોદરા! નવખંડ વાતું નાથીયા!

[હે સીસોદીઆ રજપૂતના વંશમાંથી ઉતરેલા નાથા મેર! પ્રથમ તો તેં જામ રાજાના કેંક ગામડાં ઉજ્જડ કર્યાં, તેની કીર્તિની વાતો ચોમેર પ્રસરી ગઇ છે]

બીજે નાનાં બાળ, રોતાં પણ છાનાં રહે;
પંચમુખ ને પોંચાળ, નાખછ ગડકું નાથીઆ!

[તારી ખ્યાતિ તો એવી છે કે તું સાવજ સરીખો, એવી તો ગર્જના કરે છે, કે રોતા છોકરાં પણ એ ત્રાડ સાંભળી ચુપ થઇ જાય છે.]

ત્રીજે જાડેજા તણું, નોઢા ! છોડાવ્યું માણ,
ખડ ઝમીયો ખુમાણ, તું નવતેરી નાથીઆ !

[ત્રીજી વાત તે જાડેજા વંશના જામ રાજાનું માન મૂકાવ્યું છે. જેમ એક હાથમાં નવ અને બીજા હાથમાં તેર દાણી લઇને રમતો હતો તેમ તું પણ, એક સામટા શત્રુ દળને રમાડનો યુદ્ધની રમતો રમ્યો છે ]

ચારે દાઢે ચાવ, બારાડી લીધી બધી,
હવ લેવા હાલાર નાખછ ધાડાં નાથીઆ !

[ ચોથું તે તો જામનો બારાડી નામનો આખો પ્રદેશ દાઢમાં લઇને ચાવી નાખ્યો, અને હવે તો તું એની હાલારની ધરતી હાથ કરવા હલ્લા લઇ જાય છે ]

પાચે તું પડતાલ ! કછીયુને કીધા કડે,
મોઢા ડુંગર સુવાડ નત ગોકીરા નાથીઆ !

[ પાંચમું તે તો કચ્છી લોકોને પણ સપાટામાં લઇ કબ્જે કર્યા છે અને હે મોઢવાડીયા ! ડુંગરની ગાળીમાં તારા નાદ નિરંતર થયા જ કરે છે. ]

છઠે બીજા ચોટ, (કોઇ) નાથાની ઝાલે નહિ,
• કગ્મી ભેડ્યો કોટ, તરત જ દેવળીયા તણો.

[ નાથા બહારવટીયાની ચોટ કોઇ ખમી શકતા નથી. દેવળીયાનો કોટ તો તે હે બાપ્પાત ! ઘડીવારમાં તોડી નાખ્યો ]

સાતે તું ડણકછ સુવણ, મોઢા ડુંગર માય,
(ત્યાં તો) થરથર જાંઉં થાય, રજપૂતાંને રાત દિ' !

[ હે મોઢવાડીયા ! તું સિંહ સરીખો ડુંગરમાં ત્રાડો દઇ રહ્યો છે, તેથી દિવસ અને રાત રજપૂતોનાં પગ થર થર કાંપે છે. ]

આઠે વાણું જે કરે વેંડા મુકે વાણ,
તણુ નગરે ગરજાણુ નાખે મુતર નાથીઆ !

નવે સારીતો નહિ, હાકમને હંસરાજ,
વશ તેં કીધો વંકડા, રંગ મુછે નથરાજ !

[ અમરેલીનો સૂબો હંસરાજ, મોટા મોટા રાજાઓને પણ ન ગાંઠતો તેને હે નાથા, તેં વશ કર્યો. તારી મૂછોને રંગ છે. ]

દસમે એક દહીવાણુ, દોરંગો આછાણી દલી;
(તેમ) ખંડ બરડે ખુમાણુ, નર તું બીજો નાથીઆ !

[ -સવ ભૂપ[illegible] મણ કરનારા વીર દુર્ગાદાસજી રાજપુતાનામાં [illegible] ... [illegible]રસાણ, મર્દ તું બરડામાં નીવડયો. ]

અગીઆરે મેર અભંગ, લોકુંમાં લેખાત,
નાથા જલમ ન થાત, (જો) વંશમાં વાશીયાંગરાઉત !

[ અને હે નાથા ! જો તારો જન્મ મેરોના વંશમાં ન થયો હોત તો સાચેસાચ આખી મેર જાતિ 'લોક' જેવી, એટલે કે પ્રજા જેવી અથવા શુદ્ર જેવી લેખાત. હે વાશીયાંગના પુત્ર ! ]

"બારોટ, ઇ દુહો જરા ફરીવાર બોલજો તો !" રાણા ખાંગીઓ વચ્ચે બોલીને વેગમાં ચડેલા બારોટને થંભાવી દીધો.

"હાં, લ્યો બાપ !"

અગીઆરે મેર અભંગ, લોકુંમાં લેખાત,
નાથા જાલમ ન થાત (જો) વંશમાં વાશીયાંગરાઉત !

"હં, હજી ફરી એક વાર કહો નો !"

ફરીવાર બારોટે દુહો ગાયો. પછી આગળ ચલાવ્યું કે:—

બારે બીલેસર તણું, ઉપર મોઢા એક
ત્રેપરજાંની ટેક, નાથા તેં રાખી નહુ !

તેરે તેં તરવાર, કછીયું હું બાંધી કડયે,
હવ્ય લેવા હાલાર નાખછ ધાડાં નાથીઆ !

[અત્યાર સુધી તો તેં આ કચ્છમાંથી આવેલા જામને માટે કમ્મર બાંધી હતી. પણ હવે તો આખો હાલાર લેવા તું હલ્લા કરમા છે.]

[illegible]ડીરા નાથા-..

ચૌદે ઘર લેવા ચડે,
(એને) ભારે પડે ભગાણ, [illegible]ગણું નાથીઆ !

[દુશ્મનોની સેના તારા ઉપર ચડાઇ કરે છે, પણ પાછું એને નગર સુધી નાસી જવાનું પણ મુશ્કિલ પડે છે.]

પંદરે તુંને પાળ, ભડ મોટા આવી ભરે,
ખત્રી હવ્ય ખાંધાળ, ન કરે તારી નાથીઆ !

[મોટા મોટા સમર્થ ગામધણીઓ પોતાનાં ગામોના રક્ષણ બદલ તને પૈસા ભરે છે. તારી ઉડ હવે કોઇ ક્ષત્રિય કરતો નથી.]

સોળે નવસરઠું તણા, બળીઆ દંડછ બાન,
કછીયું તોથી કાન, નો રે આલ્યા નાથીઆ !

[ આખા સોરઠના મોટા મોટા માણસોને કેદ પકડીને દંડ વસુલ કરે છે ]

સતરે શૂરાતન તણો, આંટો વળ્યો અછે,
ખાબી ને જાડો બે, (તેને) તેં નમાવ્યા નાથીઆ!

[ શૂરાતન એવું તો તને આવ્યું છે, કે તેં જૂનાગઢના નવાબ ખાબીને, તથા નગરના જામ જાડેજાને, બન્નેને તોબહ પોકરાવી છે.]

અઢારે ઇડર તણો નકળંક ભેરે નાથ
હાકમ પેટે હાથ તેં નખાવ્યા નાથીઆ!

[ તારી સહાયમા તો ઇડરનો ગોરખનાથજી અવધૂત ઉભો છે તેથી જ તું મોટા રાજાઓને લાચાર બનાવી રહ્યો છે. ]

ઓગણીસે ઓસરીયા જાડો ને બાબી જે,
કેસવ ભૂપત કે (તુને) નમીયા પખેણો નાથીઆ!

[ જાડેજા અને બાબી જેવાને તેં નમાવ્યા માત્ર કૃષ્ણ પ્રભુ તને નમ્યા વિનાનો રહ્યો છે. ]

વીસે તુ સામા વર્ડીંગ ધરપત થાકા ક્રોડ,
ચાડયું ગઢ ચિત્રોડ, નર તેં પાણી નાથીઆ!

[ તારી સામે ઘોડા દોડાવીને રાજાઓ હારે થાકયા છે તે તો તારા અસલના પૂર્વજ સીસોદીયાઓના ધામ ચિતોડને પાણી ચડાવ્યું. ]

"ક્યો બાપ! આ નાથા બાબની વીશી." એમ કહીને રાજા બારોટે ફરી તાર હોકો હાથમા લીધો. એની મુખમુદ્રા પર લાલ સુરખીઓ ઉપડી ગઈ.

"વાહ બારોટ ! વાહ !" એમ સહુ માણસોએ ધન્યવાદ દીધા.

"હું તો બાપ, મારા પાલણહારની કાલીઘેલી આવડી તેવી કાવ્ય કરૂં છું. હું કાંઇ મોટો કવેસર નથી."

જ્યારે બહુ વાહ વાહ બોલાઇ, ત્યારે રાણો ખુંટી મર્મમાં હસવા લાગ્યો.

"કેમ બાપ હસવું આવ્યું ?" રાજા બારોટે પૂછ્યું.

"હસવું તો આવે જ ના બારોટ ! અટાણે તો નાથો ભાભો આખી મેર કોમનો શિરોમણી છે ને તમે એના આશ્રિત છો, એટલે તમે એને સોને મઢો, હીરે ય મઢો, રાજા કહો, કે ભગવાન કહો; પણ ઓલ્યા અગીઆરમા દુહામાં જરાક હદ છાંડી જવાણું છે, બારોટ !"

"શું બાપ ?"

"નાથો ન જનમ્યો હોત તો મેર તમામ લોકુંમાં લેખાત !' બસ ? એક નાથો જ કાંવ શેર લોહું બાધી જણી છે ? બીજા બધા કાંવ રાંડીરાંડના દીકરા છે ?"

બીજા બે ચાર મેરો પણ બોલી ઉઠ્યા કે "હા સાચું, બારોટ ઇ જગ્યાએ બહુ વધુ પડતું કે નાખ્યું છ. કેમ કે એમાં બીજા સહુ મેરને રેહ દીધી છે."

"તો વળી એની ખજે ખબર્યું પડશે, બાપ !" એટલું બોલીને બારોટ ચૂપ રહ્યો. પણ પોતાને ભોંઠામણ બહુ જ લાગી ગયું.

બીજે દિવસે પ્રભાતે ઉઠીને રાણો ખુંટી તો પોતાના એક સો સંગાથીનો સંઘ લઇને દ્વારકાજીને પંથે પડી ગયો. થોડા દિવસ પછી સંઘ પાછો વળ્યો. અને એણે વળતાં પણ મોઢવાડામાં જ વણગા પટેલને ઘેરે ઉતારો કર્યો. રાજો બારોટ તો તે દિવસના સોહામણને લીધે મહેમાનને મળવા નહોતો ગયો, પણ મોડી રાતે વણગા પટેલની ડેલીએથી ડાયરો વીંખાયો ત્યારે કોઇકે આવીને રાજા બારોટને ખબર દીધા કે "બારોટ ! રાણો ખુંટી જાત્રાએ ગયો ત્યાં એને દાણ ભરવું પડયું."

"કોણે દાણ લીધું ?"

"જામનગરના ચીલાવાળાએ ભોગાત ગામને પાદર દાણ પડાવ્યું. કહે કે તે વિના જાત્રાએ જાવા જ ન દઇએ."

"કેટલું દાણ ?"

"ત્રણસો કોરી રોકડી."

"અરર ! ગજ ! કે'વાય. મારો સાવજ નાથો જીવતો હોય, ને જામના ચાકર મેરોની પાસેથી દાણ મેલાવે ?"

સતો હતો ત્યાંથી રાજો બારોટ ઉઠયો. માથા પરથી પાઘડી કાઢી નાખીને સોગીયું લાઠીયું બાંધ્યું. સાબદો થઇને અધરાતે ઉપડ્યો. વણગા પટેલની ડેલી પાસે થઇને નીકળ્યો. ટૌકો કર્યો કે "વણગા ભાભા !"

"હો ! કોણ ? બારોટ ?"

"હા !"

" કેમ અચરા ?"

" મારે અટાણે ગામતરે જવું પડે છે. પણ મારા આવતાં પહેલાં મેં'માનને હાલવા દેશો મા. સવારને પહોર મારે મેં'માનને કસુંબો પાવો છે. જોગમાયાની દુહાઇ દઉં છું હો કે?"

" એ...ઠીક."

રાજો બારોટ ઉપડ્યો. પગપાળો પંથ કાપવા મંડ્યો. અંધારામાં ગોથાં ખાતો ખાતો રાતોરાત પોતે પાણે પહોંચ્યો. પરોઢીયે મ્હોંસૂઝણું થાતાં નાથા બારવટીયાએ પથારીમાંથી ઉઠતાં જ બારોટને દીઠો.

" ઓહોહોહો ! બારોટ ! તું અટાણે ક્યાંથી ? અને આ માથે લાંઠીયું કાં બાંધ્યું ? કાંઇ માઠા સમાચાર લાવ્યો છે ?'

" હા બાપ, બહુ જ માઠા !"

" કોણ પાછું થયું ?"

" નાથો બાસો પંડ્યે જ પાછો થયો, બાપ !"

" કેમ બારોટ, અવળાં વેણ ?"

" અવળાં નથી. સાચે જ નાથો મેર મરી ગયો. નીકર દુવારકાની જાત્રાએ જતાં મેરની પાસેથી જામના ચાકર ૩૦૦ કોરીનું દાણ કઢાવે ? પણ આજ મારો નાથીઓ આવઝ મરી ગયો !"

નાથાએ રાજા બારોટ પાસેથી બધી વાત સાંભળી. એની

છાતીમા પણ ઘા પડ્યો. એણે માણસને કહ્યુ કે "ભાઈ, કોઈ દોત કલમ લાવજો તો !"

ખડીયો કલમ ને કાગળની ચબરખી રાજાની પાસે મેલીને કહ્યુ: "લે બારોટ, હુ લખાવુ ઈ તુ લખ. લખ કે—

"બોગાગના દાણ લેવા વાળાઓ ! છત્રાવાના મેર રાણા ખુટી પાસેથી તમે જે ત્રણસો કોરીનુ દાણ લીધુ છે, તેમા ત્રણસો કોરી દંડની ભેળવીને કુલ છસો કોરી તમારા જ અમેોટની સાથે પરબારા મોઢવાડે પાછી મોકલી દેજો નીકર નાથા મોઢવાડીયાનુ સામૈયુ કરવાની સાબદાઇમા રેજો"

ચબરખી આપીને એક સાઢીઆ–સવારને બોગાત રવાના કર્યો. અને રાજા બારોટને કહ્યુ કે "તુ તારે બન પરબારી કોરીયુ મોઢ-વાડે આજ બપોર સુધીમા પોગે નહિ તો પછી ખુશીથી માથે ત્રાળીયુ ઓઢીને મારૂ સનાન કરી નાખજે."

*　　*　　*

બપોરે મોઢવાડામા વણગા પટેલની ડેલીએ સહુ દાયરો બેઠેલ છે તે વખતે એક ખેભર્યો સાંઢીયો સામે આવીને ઝૂકી પડ્યો. સાઢીયાના અસવારે આવીને કોરીઓની પોટલી રાણા ખુટીની અગ્નુખ ધરી દીધી

"આ શુ છે ભાઇ?"

"આ ત્રણસો ગરી તમારા દાણની ને બીજી ત્રણસો નાથા ભાભાએ નગર પાસેથી લીધેલ દડની સભાળી લ્યો."

"પણ ક્યાથી?"

" બોગાતથી; જામના ચીલાવાળા પાસેથી."

ગળુ ખુંટીને ભરદાયરા વચ્ચે આખી વાતની જાણ થઈ. રાણો નીચું જોઈ ગયો. આખી યે પોટલી રાજા બારોટની સામે ધરીને હાથ જોડ્યા: " આ લે દેવ ! આ તુને સમરપણ છે."

" ઈ કોરીયુંની વાત પછી; પ્રથમ તો મને કહી દે કે હવે અગીઆરમો દુહો બોલવાની રજા છે બાપ ?"

" ભલે ભાઈ, તારી મરજી ! સો વાર કબૂલ છે."

તૂર્ત જ બારોટે ગોહણભર થઈને, બરડા ડુંગર તરફ બન્ને હાથ લંબાવી વારણાં લેતાં લેતાં દુહો લલકાર્યો કે

અગીઆરે મેર અભંગ લોકુમાં લેખાત,
(જો) નાથા ! જલમ ન થાત વંશમાં વાશીયાંગરાઉત !

૬

" નાથા ભાભા ! રામ રામ ! "

" રામ ! આવો આવો, લીલા જોશી, ને પુજા ચાંઉ ! આજ પોલે પાણે તમે ક્યાંથી ભૂલા પડ્યા ? "

" આ તમારાં રાજસિંહાસન ને તમારો રાજવૈભવ જોવા, નાથા ભાભા ! બાકી તમારૂં કામ તો આજ મોટા ચમરબંધીને ય ભારે પડે એવું ખરૂં ને ? લ્યો, આ રૂપાળીબાએ એના ધરમના માનેલ વીરને રાખડી દઈ મોકલી છે. "

એટલું કહીને બે પરોણાઓએ સોનાની મૂઠવાળી એક તરવાર,

ખંભે પહેરવાની સોનાની હમેલ, અને સાચો કીનખાપનો પોશાક થાળમાં ભરીને બહારવટીઆની સમક્ષ ધરી દીધો.

"વાહ વાહ ! જેઠવાની જનેતાને એમ જ શોભે ને ભાઇ ? રાજમાતા તો રાજમાતા જ છે. એની કાંઇ વાત ? મારે માથે ઘણાં ઘણાં હેતપ્રીત રાખે છે, રૂપાળીબા તો પેટ અવતાર લીધે પાપ ટળે એવી જોગમાયા છે, ભાઇ !"

નાથો બોલતો ગયો ને બન્ને પરોણા એને રૂપાળીબાના મોકલેલા પોશાક પહેરાવતા ગયા. રાજભક્તિના પોરસ વડે નાથાની છાતી ફૂલાઇને દોઢી બની ગઇ. ઉમળકો આણીને એણે પૂછ્યું, "માને કે'જો, મારા સરખું કામ સુંપતા રહે. આ તો આપણું હાડ ચામડીનાં ખાણુ કહેવાય."

"નાથા બાબા ! માનાં દુઃખની વાત એક મા જાણે છે ને બીજા જાણે છે બજરંગ ! બાકી માને માથે તો ગુજારવી બાકી નથી રાખી !"

"કુણે ?"

"કામદારે : ઓતા ગાંધીએ : બીજા કોણ ? મલકમાં બીજા કોની મૂછે બબ્બે લીંબુ લટકે છે ભાઇ ?"

"પણ વાત તો કરો ભાઇ, શી શી વાતું બની ગઇ છે ?"

"વાત શું ? જે દિ'નુ મોટા રાણાનું ગામતરૂં થયું, ને કુંવર ભોજરાજજી ઘોડીએ હતા, તે દિ'નો ઓતો ગાંધી માને સારતો નથી. રાજમાં પોતાનું ધાર્યું જ કરતો આવે છે. માનો તો વકર જ કાઢી નાખ્યો. માને ખાસડા બરોબર કરી મેલ્યાં. માને લાગી

!' કે ઓતો ગાંધી ક્યાંક કુંવરને મારી દેશે. એટલે માએ અમારે
સાથ લીધો. અમે માને અને કુંવરને બાણુવડ લઇ ગયા. આ
I વાતને બાર વરસ વીત્યાં. હવે તો એજન્સીમાં પણ ઓત
ાંધીને મુનરે જ દીવા બળે છે. એટલે રાણો તો ગાદીએ આવે
ારે ખરા ! કોને ખબર, દેશવટે જ મા-દીકરાની આવરદા પૂરી
શે, કેમ કે જેઠવાના ભાયાતો પણ એ વાણીઆની મેરે થઇ ગયા
બાઇ ! "

" ઠીક, લાલા જોશી, અને પુંજા ચાંઉ, ઝાઝી વાતુંના
ડાં ભરાય. માને જઇને સાબદાં કરો. કુંવરને પણ તૈયાર રાખો.
'નની રાખડીના બદલામાં નાથીઆનો કોલ છે કે જો મોઢવાડીયાના
ટનો જ સાચેસાચ પાક્યો હોઉં, તો તો આજથી એક મહિને
ોતા ગાંધીનાં હાંડલાં અભડાવે દઇને, અને ભાયાતુંને મોઢે ચૂનાના
વરા ચડાવેને પોરબંદરના તખતને માથે આપણા બાળા રાણાને
રે સગે હાથે ટીલાવું છું. નીકર પછી નાથીયાને બે બાપનો જાણજો."

બન્ને રાજદૂતોએ બારવટીઆના અંગેનાં રૂંવેરૂંવે પોતાની
જીની મનધારી અમર નજરોનજર દીઠી. ને બન્ને જણા બરડા
ાથી ઉતરીને બાણવડ પહોંચી ગયા. આ બાજુ નાથાએ સોરઠ-
થી વીણી વીણીને એક હજાર મકરાણીઓને ભેળા કર્યા. અને
ોતા ગાંધીને સદેશો મોકલ્યો કે " રાજકુંવર અને રાજમાતાને
ાપનો આળસી જઇ રાણાને ગાદીએ બેસારજે. નીકર દહીં
મેલાં. "

* * *

પોરબંદરનું જેના હાથમાં કડેધડે કારભાર, અને જેની અણી-
, નીતિની એજન્સીમાં પણ છાપ, એવા ઓતા ગાંધીને તો

નાથીયા જેવા બરડા ડુંગરના કાકીડાની શી ધાસ્તી ? ઓતા ગાંધી ગફલતમાં રહ્યા અને નાથો પોરબંદરના દરવાજા ભાંગી, ચોકીદારોને ઠાર મારી, શહેરમાં આગળ વધ્યો. તોપખાને જઈ હાકલ દીધી કે "રાણાની આજ્ઞા સંભળાવાં છ કે આ ઘડીએ જ ઓતા કામદારના મકાન સામે તોપું માંડી દ્યો. નીકર હમણાં મારા એક હજાર મકરાણી તમારા શરીરનાં શાક રાંધીને જમી જાશે."

ઓતા ગાંધીની મેડી સામે તોપોના મોરચા મંડાઈ ગયા, કામદાર પોતાના જ ઘરમાં કેદી બન્યા. ગજકચેરીમાં દરબાર ભરીને નાથાએ રાણા વિક્રમાજીત (ભોજરાજ)ને ટીલાવ્યા, અને જેટલા જેટલા ભાયાતો રાજની ચાકરીમાં રહીને રાણાને કનડગત કરતા હતા, તેને ચૂનાના પાવરા ચડાવ્યા. પોરબંદરમાં તો ઉડતાં પંખીડા થંભી જાય એવી ધાક બેસી ગઈ. ઓતા ગાંધીને પોરબંદર છોડવું પડ્યું એમ પણ કહેવાય છે.

રાણાનો સાચો 'મામો' બનીને બહારવટીયો પાછો પોલે પાણે ચાલ્યો ગયો.

• એવો પણ મત છે કે આ કૃત્ય નાથાએ નહિ પણ એના મૃત્યુ પછી બહારવટે ચડેલા એના ભાણેજ હરભમે કરેલું.

૭

"ભગત! આજ તો તેં કાળો કામો કર્યો. મલક આખામાંથી ઘોડાં શું મરી ગયાં હતાં કે તેં શીંગડાની દેવતાઈ જગ્યામાંથી મહંતની એ શીંગાળાયું કાઢી ?"

"હવે રાખ્ય રાખ્ય મેરાણી! બારવટાં શું ઘોડાં વગર ચાલતાં હશે? અને ત્યાં જ્યામાં કાં ઘોડાની ખોટ્ય છે? પળાં પળાં ખાતાં'તાં તે કરતાં હું કાં વાપરાં ની?"

"અરે પુરષ! તે દિ' જામની ફોજ વાંસે થઈ'તી ને તું ભાગીને હચ્છ લુવાણી મારાં'જના પગુંમાં પડી ગયો'તો તે વેળાનાં વેણ સંભાર, સંભાર! એણે તને વચને બાંધ્યો'તો કે જોજે હો, શીંગડા માથે ગઝબ કરતો નીં, અને બીજું કહ્યું'તું કે મોડવાડા માથે હાથ કરતો નીં! પણ તેં તો આપણી જનમભોમની પણ એબ ઉઘાડી કરી! લુવાણાના છોકરાને બાન પકડીને ચાર હજાર કોરીયું પડાવી! ભગત! બારવટું આચમવાનું ટાણું ઘે શું લાગે છ."

"વાંધો નહિ, ઇવાં તી વેણ કાંઇ પળાતાં હશે? ધરમની ને દેવસ્થાનાની વાતુ કરવા બેસીએ તો માળા લઇને બેસી જવું પડે. જોતી નથી, આજ હું જામની સામે ઝૂઝી રહ્યો છું?"

"અધરમને મારગે કોઇનાં બારવટાં ઉગ્યાં નથી. ને તેં મોટી ખોટ્ય ખાધી છે. હજી કાં છ કે શીંગડ જઇને જ્યામાં શીંગાળીયું પાછી મેલે આવ, ને આપણા ગામના ઇ લુવાણાની ચાર હજાર કોરીયુ પાછી ચુકવે દે. નીકર મારી નજરુંમાં આજ પોલો પાણો ડોલતો દેખાય છે હો ભગત!"

"મેરાણી! તું ગાંડુડી થે ગી લાગે છ!"

મોડવાડે પોતાના કુટુંબને મળવા ગયેલો નાથો પોતાની સ્ત્રી સાથે આટલો કલહ કરીને સ્ત્રીના અબોલા દેખી અધરાતે બહાર નીકળી ગયો. અને કાળમુખો પોલે પાણે ચડ્યો. તે વખતે જ

આભમાંથી એક તારો ખર્યો. મોટી કોઈ જ્યોત જેવો ઓલવાઈ ગયો. એવું મોત ટુંકું આવ્યું હતું. પોતાની બાયડીએ ઉપર વધુ-વેત બે વિશ્વાસઘાતો કરવાથી એના 'બગલ' નામને લાંછન લાગ્યું હતું. ખડાખટે બહુ ફાવ્યો તેથી એની બુદ્ધિ બગડી ચૂકી હતી, બેફિકર બનીને એણે ઉર કર્યો. સવાર પડ્યું, હજુ તો નાથાના હાથમાં દાતણ છે, ત્યાં માર્ગે મેરોનું એક જૂથ આવતું દેખાયું. આવીને એણે નાથાને કહ્યું "ભાભા! કોમ ભેળી થઈ છે. તમને બોલાવે છે."

"ક્યાં ભાઈ!"

"રીણાવાડાને પાદર"

"બહુ સારું, હાલો."

રીણાવાડા ગામને પાદર, મેરોના સોળે ગામોમાંથી, ઓડદરા, કેશવાળા, મોઢવાડીયા, રાજસખા, એમ ચારે વરણના પાઘડીનો આંટો લેનારા તમામ મેર ભેળા થયા છે. નાથો પરબારો ગામમાં જઈને ગામની એક ગુપ્ત મેડીમાં સતાયો. મેર કોમના થોડાએક આગેવાનોએ એ મેડી ઉપર બેસીને નાથા પાસે વાત મૂકી —

"ભાભા! તારે એકને કાજે અટાણે રાણાએ આખી નાતને ભરડી લીધી છે."

"કેવી રીતે?"

"નગર થાક્યું, સરકાર ખીજાણી, અને રાણાને માથે દબાણ થાય છે કે કાં તો બારવટીયાને પકડી દ્યો, નીકર રાજપાટ મેલી દ્યો."

"પછી ?"

"પછી કાંવ ? આપણી ભોમ ભેળી કરેને રૂપાળીબાએ કહ્યું છે કે નાથાને સુંપી ઘો નીકર અમારી ગાદી જાશે."

"ને રાણે કાંવ કહ્યું ?"

"કયું કે નાથાને જીવતો ઝાલી ઘો, તો જ મારાં પગીયાં પાણી પીવે."

"પછી તમે કાંવ જવાબ દીધો છે ?"

"અમે તો આઠ દિ'ની અવધ દઈને આવ્યા છીએ."

"તો ભલે ! આખી નાતને સંતાપ થાતો હોય તો હું સુંપાઈ જવા રાજી છું. આજથી ચોથે જમણે તમે આવો. હું મારું કામ આટોપી લેને, ખુશીથી તમ સાથે ચાલી નીકળાં."

"ઠીક ત્યારે, અમે ચોથે દિ'એ આવીએ છીએ."

મેરોનું મંડળ ચાલી નીકળ્યું. અર્ધો એક ખેતરવા ગયા, ત્યાં તો પરબત કુંછડીઓ નામે મેર ઓચિંતો ઉભો થઈ ગયો. સહુએ અચકીને પૂછ્યું: "કાંઈ ભા ?"

"કાંવ કાંઈ ? તમે બધા દાઢી મૂછના ધણી થઈને હાથે કરીને નાથાને સુંપે દેવા હાલ્યા છો ! અંતરમાં કાંઈ લાજ શરમ હલી નથી ! મેરાણીને પેટ પાક્યા છો !"

"તો કાંવ કરવું ?"

"તમારે કરવું હોય તો કરજો. હું તો તમારી નામરદાઈમાં નહિ ભળું."

એટલું બોલીને પરબત નોખો તર્યો. પાછો મરડીને નાથા પાસે ગયો. કહ્યું કે—

"ભાભા! અમારો સહુનો મત નથી મળતો. માટે તું તારે કરવો હોય તો કરજે."

એટલું કહી પાછા વળીને પરબતે બધા વસ્તીવાળા મેરોની મંડળીને આંબી લીધી. સહુને છૂટા પડવાનું ટાણું થયું તે વખતે આખા મંડળમાંથી પાંચ પૂંજો ખસ્તરીઓ બોલ્યો કે "ભાઈ! હાલો, રાણાને જેવા હો તેવો જવાબ તો દઈ આવીએ!"

"હાલો. મ રાણાની બીક લાગે છ!"

પોરબંદર જઈને પૂંજા ખસ્તરીઆએ રાજમાતાની અને રાણાની પાસે ખાનગી વાત કરી કે "માડી! તમે જે પરબતને 'ભાઈ' કહેલો છે, એણે જ જઈને નાથાને ચડાવ્યો છે. અમારી વતિ એણે ધૂળ મેળવી છે. એની સાથે લાખવો, રાણો છોડવો વગેરે સાત જણ પણ ભળ્યા છ. માથે રે'ને નાથાને લૂંટ કરાવનારા એ ચાર જણા જ છે. હવે તો ઇ જાણે ને તમે જાણો."

રૂપાળીબાએ એ સાતેના હાથમાં હાથકડી ચડાવી દીધી. સાતે કેદીઓ દરબારગઢના ચોકમાં ઊભા છે. સાતમાંથી સિંહ સરખા જોરાવર લાખવાએ હાથકડી મરડીને તોડી નાખી, "આ લે તારી ચુડલીઉં!" એમ કહીને ચોકીપહેરા વચ્ચેથી વકરેલ પાડા

જેવો એ વછૂટ્યો. વછૂટીને દોડ્યો દરબારગઢની મેડી માથે દિલમાં હતું કે પાંણે ,ચીંધતા કુંવરને મારા ખોળામાં લઇ લઉં ! તો જ મને કુંવરના જીવના જોખમ ખાતર જીવનદાન દેશે ! પણ ઠેકીને મેડીએ ચડવા જાય ત્યાં તો દોટ કાઢીને પૂંજા ખસ્તરીઆએ એના પગ ઝાલી લીધા. આરબે આવીને લાખવાને જમૈયો માર્યો, બીજા છયેને તોપે ઉડાવ્યા. મરતા મરતા છ યે જણ બોલ્યા કે "ફકર નહિ. નાથા ભગત સામે ખુટલાઇ કરીને જીવવા કરતાં તોપને મોઢે મરવું લાખ ખોટું છે !" રમતા રમતા છયે જણા તોપને મોઢે બંધાઇ ગયા. પોરબંદરમાં વીરડીને નાકે એ તમામની ખાંભીઓ છે.

૮

રૂપાળીબાએ પૂંજા ખસ્તરીઆને બોલાવીને પૂછ્યું: "પૂંજાભાઇ ! હવે નાથાનું શું કરશું ? એજન્સી બહુ અકળાઇ ગઇ છે. અને આપણા રાજને જશ લાગશે."

"માડી ! મને રાજનું ઉંચા માયલું ઝેર આપો, એટલે હમણાં નાથાનું મડું લે આવેને હાજર કરાં. બાકી તમારી ફોજના તો એ ફાકડા જ કરે જાશે. મરને વલ્યાતમાંથી તોપું ઉતરે !"

"એનું શું કારણ છે ?"

"માડી, ઇના સાથળની માલીકોર શિયાળશીંગી ને મોહણવેલ ભરી છે. એના અંગ માથે તોપનો પે કાર ન ફાવે, હથિઆરે તો એ મરે રીયો, મારે લાવો ઝેર. હમણાં ઇનો ઘડો લાડવો કરે નાંખાં."

ઉચી જાતનું ઝેર રૂપાળીમાના રૂપમાં ગુપ્ત ડાબલામાંથી મેળવીને પૂંજો ચાલતો થઇ ગયો.

*

આડે ડુંગરથી ઉતર્યો નાથો, માઠાં શકન થાય
ડાબી તે ભેરવ કકળે નાથા ! જમણાં જાંગર જાય
મોઢાને મારવો નો'તો !
ભગત તો સાગનો સોટો !

કેડયે કટારાં વાંકડાં નાથા, ગળે ગેંડાની ઢાલ,
હાથે મેવાડાં મોળીયાં નાથા ! ખંભે ખાતીલી તરવાર.
મોઢાને મારવો નો'તો
ભગત તો સાગનો સોટો !

૯

ભગત ! આજ એક વાર ભાઇબંધોનું કહેવુ માન્ય. માઠાં શકન થાય છે, અને આજ ભલો થઇને ઘોડી પાછી વાળ્ય."

"અરે ભાઇ ! બેનને ઘેરે જાવામાં કાવ બીક હુતી ? અને શકન અપશકન કોઇ દિ' નથી જોયાં તો આજ કાવ જોવાં ?"

"ભગત ! અમારૂં હૈયું તો આજ કબૂલતું નથી."

"તો તમારે વળવું હોય તો વળો જાવ. બાકી મારે તો આજ હાથલે પોગીને હરજી ગોરને ઘેર ખાધા વિના છૂટકો નેય. મને રોટલા ખાવાનું નોતરૂં છે. અપશુકન ભાળીને નાથો પાછો વળ્યો,

ઇ વાત જો બેનને કાને જાય તો બચાડી હાલી તરફડે ! માટે તમને ભરોસો ન હોય તો ખુશીથી વળે જાવ."

બે જણા પાછા વળ્યા. બાકીનાને લઇ બહારવટીયાએ બહેનને ઘેર જમવાના ઉલ્લાસમાં બરડાની ગાળીમાંથી ઘોડીને ઉતારી. કાદલા ગામમાં હરજી ચાનકી નામે મેરનો ગોર હતો, તેને ઘેર જે બાઇ હતી (બનતા સુધી તો દીકરાની વહુ હતી) તેને બહારવટીયાએ ધર્મની બહેન કરી હતી. હરજી ચાનકીના ઘરમાં નાથાએ ચોક ચોક લૂંટની કમાણી ભરી દીધી હતી. આજ એના ઘરમાં જ પૂંજાએ ઝેર ભેળવેલી રસોઇ કરાવીને તૈયાર રખાવી છે. કાગને ડોળે નાથાની વાટ જોવાય છે.

જ્યાં નાથો હાથલા ગામના નેરામાં આવ્યો ત્યાં આડો કાળો એરૂ ઉતર્યો. સાથીઓએ ફરીવાર ચેતાવ્યો કે "ભગત ! આ બીજી વાર માઠું ભળાય છે. હજી કોઇ રીતે વળવુ છે ?"

"જો વળું તો તો મારો જન્મારો લાજે. અને જગદંબા જેવી બે'ન વહેમમાં પડે"

ચાલ્યો. ઘોડીએ હરજી મહારાજની ડેલીએ આવીને હેતની હાવળ નાખી. છેવાડા ઘરની ઓસરીની થાંભલીએ પોતાની ધર્મની બહેન ઉભી છે. એનાં મ્હો ઉપર મશ ઢળી ગઇ છે. નાથાએ સાદ કર્યો "કાં બેન, પોગ્યા છીએ હો કે !"

બાઇએ હાથની ઇસારત કરીને હળવેથી કહ્યું "ભાઇ ! આઘી જરીક આવી જાજે !"

"અબઘડી ઉતારો કરેને આવીએ છીએ બાપા !"

"પછી તો આવી રહ્યા મારા વીર !"

એ વેણ બોલાયું પણ બહારવટીયાને કાને પહોંચ્યું જ નહિ. નાથો મહેમાનોને ઓરડે ઉતારો કરવા ગયો. પરબારા હરજી ચાનકીએ પરોણાને થાળી ઉપર બેસાર્યા. ગમ્મતી વાતો કરતા કરતા ગોરે મીઠી મીઠી રસોઇ જમાડી. ચાર ચાર કોળીયા ખાધા ત્યાં તો ચારેની રગેરગમાં ઝેર ચડી ગયું. નાથાની જીભ ઝલાવા લાગી. થાળીને બે હાથ જોડી નાથો પગે લાગ્યો, એટલું જ બોલ્યોઃ "હરજી ગોર ! બમ ! આવડું જ પેટ હતું ? બીજું કાંઇ નહિ, પણ મને ઝેર દઇને તુંતો મારવો. મારે હથીઆરે મરવું હતું !"

ત્યાં તો નાથો ઢળી પડ્યો. પૂંજો ખસ્તરીઓ વગેરે ચાર જણાઓ દોડીને એના મરતા દેહ ઉપર એક સામટી બંદૂકો વછોડી, પણ ગોળીઓ કોઇ પણ રીતે લાગી જ નહિ ત્યારે અવાચક બનેલા નાથાએ પોતાના સાથળ સામે આંગળી ચીંધાડી અને શોચા વળતી જીભ વડે મહેનત કરીને સમસ્યામાં સમજાવ્યું.

"હા હા ! શિયાળશીંગી ને મોણવેલ ત્યાં સંતાડ્યાં છે ખરું ને ?"

મરતા મરતા બહારવટીયાએ "હા" કહેવા માટે ડોકું ધુણાવ્યું.

હત્યારાએ એનો સાથળ ચીરીને બન્ને ચીજો બહાર કાઢી ફેંકી દીધી. તૂર્ત જ નાથાનું શરીર લીલું કાચ સરીખું બની ગયું. જીવ ચાલ્યો ગયા પછી એના નિર્જીવ શરીરને ધમકીને દુશ્મનો દૂર લઇ ગયા. એનું માથું કાપ્યું. પૂંજો એ માથું ઉપાડીને પોરબંદર ઇનામ લેવા પહોંચ્યો. સરકારે નાથાનું માથું લાવ-

નાર માટે ઇનામ કાઢ્યું હતું. એજન્સીનો ગોરો સાહેબ ત્યાં હાજર હતો. એણે તો નજર કરીને જ સમજી લીધું કે જર્વા-મર્દીથી નહિ, પણ ઝેરથી આ બહારવટીયાને માર્યો છે !

પૂંજાને ઇનામ ન મળ્યું. રાજ્યોએ એ રીતે નાથાના પ્રાણ લેવરાવ્યા. મેરાણીઓ આજ પણ ગામોગામ ગાય છે કે :

મોઢાને મારવો નો'તો
ભગત તો સાગનો સોટો !

---

'નાથા મોઢવાડીયા'ની કથામાં મેર લોકોની બોલીના જે પ્રયોગો પહેલી બે આવૃત્તિમાં થયા. તે તરફ એક મેર ભાઇએ ધ્યાન ખેંચતાં આ વખતે એ પ્રયોગો શુદ્ધ કરી લેવામાં આવ્યા છે, એની સમજ નીચે મુજબ છે:—

| ગુજરાતી ભાષા | મેર-ભાષા | ગુજરાતી-ભાષા | મેર-ભાષા |
| --- | --- | --- | --- |
| ક્યાંથી | કાંથી | ક્યાં | કાંઇ |
| શું | કાંવ | શરૂ | કાંવ કરવા |
| શાની | કીવાની | છોડીને | છોરને |
| હની | કુતી | બધું | બધું |
| તો | વાં | નથી | નેથ |
| હવે | હેવ | છું | છ |
| કેની | કીણી | કેડી | કેડ |
| જેવાં | જેવા | એને | હણે |
| એમ | ઈ | કહું છું | કાંઇ |
| અમો | ઓ | | |



# વાલો નામોરી

તારા જે નામોરી તણા
　　　　ઠુંઠા ઘા. થીયા
ઇ　પાછા　પોઢે　ના
　　　　વિનતા ભેળા વાલીયા

[ હે નામોરીના પુત્ર વાલા તારા ઠુંઠા હાથની ગોળીઓના ઠ
રેના ઉપર થાય. એ લોકો ફરીવાર પોતાની સ્ત્રીઓ સાથે પોઢવાનું સુ
ાણી શકતા નથી, મતલબ કે તારા ભડાકા અફર જ હોય છે. ]

કચ્છ દેશના દેપલા ગામને ચોરે અસલ શળના ઉટીઆન કતાર ઉભી છે. ઘઉંવા વાનનો. મધ્યમ કદનો અને એ હાથે ઠૂંઠો બહારવટીયો બીજા હાથમા સળગતી જામગ્રીએ બંદૂક હીલોળતો ચોકમા ટેલી રહ્યો છે. પંખીડું પણ જાણે કે ઝાડવાં ઉપરથી ઉડતું નથી. એ ઠૂંઠો આદમી પોતે જ બાહરવટીયો

વાલો નામોરી. સાવજ જેવું ગણું ગનતરીને બહારવટીયાએ હાક દીધી.

"બેલીડાઓ ! લૂંટવાની વાત પછી, પ્રથમ પહેલો એ કમાનત સંધીને હાજર કરો, કે જે આપણા દોસ્તની ઓરતને બગાડી લાવ્યો છે."

બહારવટીયાઓ નાકે નાકે ઓડા બાંધીને ઉભા રહી ગયા છે. ગામમાંથી કૂતરૂં પણ બહાર જઇ શકે તેમ નથી. જે લંપટ સંધીને સજા દેવા વાલો આવ્યો હતો તે ગામમાં જ હાજર છે. જેની ઓરતને એ સંધી ઉપાડી લાવ્યો હતો તે બાઝંધ પણ વાલા નામોરીની સાથે પોતાનું વેર લેવા આવ્યો છે. થોડીવારમાં તો એ ચોરને બાવડે બાંધીને બંદૂકદાર બહારવટીયાઓએ હાજર કર્યો. પારકી બાયડીના ચોરને જોતાં જ વાલાએ બંદૂકનો ઘોડો ચડાવ્યો. ત્યાં તો સંધી આવીને "એ વાલા ! બાપ વાલા ! તારી ગા' છું !" એમ બોલતો વાલાના પગમાં ઢળી પડ્યો. તુર્ત જ વાલાએ બંદૂકનો ઘોડો ઉતારી નાખ્યો.

"વાલા ભા ! એ નાપાકને માથે તને રહેમ આવી ગઇ ?" એમ બોલતો એ ઓરતનો ધણી તલવાર ખેંચીને પોતાના વેરીનું ગળું વાઢવા ધસ્યો.

આડા હાથ દઇને વાલો બોલ્યો : "બેલી, હવે કાંઇ એને મરાય ? ગા'ની ગરદન કપાય કદિ ? રે'વા દે."

એમ કહીને વાલાએ સંધીને પૂછ્યું "એલા સંધીડા, તું ગા' થાછ કે ?"

"સાત વાર તારી ગા'."

"તો બાં કર."

"બાં! બાં! બાં!" એમ ત્રણ વખત સંધીએ ગાયની આફક બાંભરડા દીધા. એટલે વાલો બોલ્યો :

"જો બાઇ, બચાડો ગા' બનીને બાંભરડા દીયે છે. હવે તારી તરવાર હાલશે?"

"બસ, હવે મારૂં વેર વળી ગયું."

સંધીને છૂટો કર્યો.

"વાલા બા!" એના બંદૂકદાર આવીને જાહેર કર્યું. "ધરેધર ફરી વળ્યા."

"પછી?"

"ઝાઝો માલ તો ન જડ્યો."

"એમ કેમ?"

"આજ મોળાકતનો તહેવાર છે. વસ્તીની બાયડ્યું ઘરમાં જેટલાં હોય એટલાં લુગડાં ઘરેણાં અંગ ઉપર ઠાંસીને રમવા નીકળી ગઇ છે.

"ઠીક, હાલો બેલી!" એવો ટૂંકો ન સમજાય તેવો જવાબ આપીને બહારવટીઓ બંદૂકને ખભે તોળી મોખરે ચાલ્યો. પાછળ બધા સાથીઓએ પગલાં માંડ્યાં. ઝાંપા બહાર નીકળતાં જ વડલા

નીચેથી બસો સ્ત્રીઓનાં ઝાંઝરના રૂમઝુમાટ, તાળીઓના અવાજ અને સૂર સંભળાણા કે—

> મણીઆરડા રે હો ગોરલના સાયબા રે,
> મોહુરી ઓલીવાળો મણીઆર
> નીમાણાં નેણાંવાળો મણીઆર
> ભમ્મરીયા ભાલાવાળો મણીઆર.

સહુની આંખો એ દિશામાં મંડાઇ, પણ મુખી બહારવટીયો તો જાણે ઉજ્જડ વગડામાં ચાલ્યો જતો હોય એવી બેપરવાઇથી ડગલાં ભર્યે જાય છે.

"વાલા ભાઇ આ બાજુએ." સાથીએ સાદ કર્યો.

"શું છે બેલી ?" વાલાએ ગરવે મ્હોંએ પૂછ્યું.

"આંહી પાદ્યણુ રાસડા રમે છે. હાલો આકડે મધ તૈયાર છે. ટપકાવી લઇએ."

"બેલી જૂમલા !" વાલે ત્રાંસી આંખ કરીને કહ્યું, "ઓરતુંનાં ડીલ માથે આપણો હાથ પડે તો બહારવટાનો વાવટો સળગી જાય."

"પણ ત્યારે કાઠિયાવાડથી ઠેઠ કચ્છ સુધીનો આંટો અફળ જાય !"

"સાત સાત વખત અફળ. આપણાથી બેઇમાન ન થવાય."

"વાલાના પ્રતાપમાં અંજાયેલાં માણસો મૂંગે મ્હોંયે એની પાછળ, મનમાં ને મનમાં એની તારીફ કરતાં કરતાં, ચાલતાં થયાં. વસ્તીમાંથી નીકળીને જેમ આડીઆ જગની કેડીમાં વેગ કરવા લાગ્યા,

તેમ તો બંદૂકની ગોળીઓ સમી અસલ ચળની સાંઢણે ઉપર ભૂજની ફોજને સુસવાટા કરતી આવતી ભાળી. ભગાય એવું તો રહ્યું નથી. ઓથ લેવાનું એક પણ ઝાડવું નથી. રેતી ધખધખે છે. ચારે બાજુ ઝાંઝવા બળી રહ્યાં છે. સાથીઓએ અકળાઈને બૂમ પાડી.

"વાલા! હવે શું ઇલાજ કરશું? ગોળીઓના મે' વરસતા આવે છે."

"ઉંટ ઝુકાવો અને ચોફરતા ઉંટ બેસાડી, ઉંટના પગ બાંધી દઇ, વચ્ચે બેસી જાઓ, બેલીડા! જીવતાં જનાવરનો ગઢ કરી નાખો."

અબોસબ સાંઢીયા કુંડાળે ઝોકારવામાં આવ્યા, અને વચ્ચે બહારવટીયાનું જૂથ સાંઢીયાના શરીરોની ઓથે લપાઇ બંદૂકોમાં દારૂગોળી ધરવા મંડ્યું.

"મને ભરી ભરીને દેતા જાવ ભાઇઓ!" એમ કહીને વાલે અકેક બંદૂક ઉપાડી ઉપાડી, પોતાના ઠૂંઠા હાથ ઉપર બંદૂકની નાળ રેકવી, ઝીણી આંખે નિશાન લઇ જુદ્ધ આદર્યું. આંહીથી ગોળા છૂટે તે સામી ફોજનાં માણસોમાંથી અકેકને ઠાર કરતી જાય છે અને સામેથી આવતી ગોળીઓ સાંઢીયાના શરીરમાં જ રોકાઇ રહે છે. એવી સનસનાટી અને ગોળીઓની વૃષ્ટિ સાંજ સુધી ચાલુ રહી. દિવસ આથમ્યો અને અંધારૂં ઉતર્યું એટલે બહારવટીયા ઇટને રણમાં મેલીને નાસી છૂટ્યા.

## ૨

હરિપર અને ગોલાસાના અગરની વચ્ચે એક જગ્યા છે. બે બાજુએ પાણી ચાલ્યાં જાય છે, ને વચ્ચે એક બારો છે.

દેપમા ભાંગીને બહારવટીયા આ ખાડામાં આવી આરામ લે છે. પ્રભાતને પહોરે દાયરો ભરીને વાલો બેઠો છે; ત્યાં એક સાથીએ ગરૂડના જેવી તીણી નજર લંબાવીને કહ્યું "કોઇક આદમી ઘોડે ચડીને આવે છે, બા!"

"આવવા દીયો."

અસવાર નજીક આવ્યો એટલે ઓળખાયો.

"અરે વાલા બા! આ તો તારા બનેવી કેસર જામની ઓરતને ઘરમાં બેસાડનારો નાપાક ડુંગર મેવર!"

"હેં! સાચેસાચ ડુંગર મેવર?" એટલું બોલીને કટ! કટ! કટ! સહુએ બંદૂકોના ઘોડા ચડાવ્યા, ધડ! ધડ! ધડ! એક, બે, ત્રણ, એમ સાત ગોળીઓ છૂટી. પણ સાતમાંથી એક પણ ગોળી શત્રુને ન આંટી શકી. એટલે વાલાએ ઉંચો હાથ કરીને બૂમ પાડી :

"બસ કરો ભાઇ, હવે આદમો ભડાકો ન હોય. એની આવરદા હજી બાકી છે."

તુર્ત વાલો ઉઠ્યો. શત્રુની સામે જઇને હાથ મિલાવ્યા. હાથ ઝાલીને ઘોડા પરથી નીચે ઉતાર્યો. પીઠ થાબડીને કહ્યું: કે "આવ ડાડા! આવ. તારી બાજરી હજી બાકી રહી છે. ખુદાની ઉપરવટ અમારે નથી થાતું."

એમ બોલીને ડુંગરને દાયરામાં બેસાર્યો.

સાત બંદૂકોના ભડાકા સવારને ટાઢે પહોરે રણમાંથી માળીયા ગામમાં સંભળાયા, અને તર્ત જ માળાયેથી વાર ચડી. વાર ચાલી

જાય છે, તે વખતે માર્ગને કાંઠે ખેતરમાં ઉકરડા નામનો એક બુઢ્ઢો મીયાણો અને તેનો આઠ દસ વરસનો દીકરો દેશળ સાંતી હાંકે છે. વારના મુખીએ પૂછ્યું:

“એલા કેની કોર ભડાકા થયા?”

નાનો છોકરો દેશળ દિશા બતાવવાની તૈયારીમાં હતો, ત્યાં એના બુઢ્ઢા બાપે જવાબ દઈ દીધો કે “ડાડા અમે ભડાકા તો સાંભળ્યા, પણ આ સાંતીનો અવાજ થાય છે તેમાં દસ્યનું ધ્યાન નથી રહ્યું.”

તે જ વખતે ખંભે દૂધની કાવડ લઈને એક ભરવાડ હાલ્યો આવે છે. વારે પૂછ્યું કે “એલા ગોકળી, બંદૂકના અવાજ કઈ દસ્યે થયા?”

“બાપુ આ દસ્યે.” એમ કહીને ગોવાળે આંગળી ચીંધી. વારને તો એટલું જ જોતું હતું. તુર્ત બંદૂકના કુંદા ઉગામી સિપાહીઓએ હાકલ કરી કે—

“ચાલ્ય સાળા સાથે. મોઢા આગળ થઈ જા. દસ્ય બતાવ.”

ગોવાળે ફીણવાળાં દૂધની તાંબડીવાળી કાવડ નીચે મેલીને પેલા બેઉ બાપ દીકરાને કહ્યું: “હવે ભાઈ, આ દૂધ શીરાવજો. તમારા તકદિરનું છે!”

બહારવટીયા તો પ્રભાતને પહોરે કંઈ ધાસ્તી વગર ખાડામાં બેઠા છે, ત્યાં તો માળીયાની વાર અચાનક કાંઠે જઈને ઉભી રહી. બંદૂકદાર પોલીસનો ગટાટોપ બંધાઈ ગયેલો ભાળતાં જ વાલે બંદૂકનો

ઘોડો ચડાવી ગીસ્તના સરદારની છાતી સામે જ નાળ્ય નોંધી. નોંધતાની વાર તો જમાદાર હાથ જોડીને પોકારી ઉઠ્યો: "એ વાલા! તેરેકું બડા પીરકા સોગંદ!"

"ખબરદાર ભાઈઓ! હવે ઘા ન થાય." એમ કહીને વાલાએ બંદૂક હેઠી મેલી. વારવાળાને સંદેશો દીધો કે:

"ભાઈઓ, માળીયામાં અમારા દુશ્મન હોય એને તરવાર બાંધીને આવવાનું કહેજો, અને હેતુ મિત્રુ હોય તેને કહેજો કે અમને દફનાવવા આવે. અમારે આજ આંહી જ મરવું છે."

વાલાની મારી પામીને વાર પાછી આવી. થાણદારને વાત જાહેર થઈ. થાણદાર જાતનો ભાટી હતો. કેડમાં છૂરી રાખતો. મીયાણા જેવાં હથીઆર રાખતો, મીયાણાનો પોશાક પહેરતો, અને પોતાના અરદલી સિપાઈ મેપા કટીયાને રોજ મૂછોના આંકડા ચડાવીને પૂછતો કે "જો મેપા, હું મીયાણા જેવો લાગું છું કે નહિ?"

મેપો બિચારો નોકર હોવાથી ડોકું ધુણાવતો કે "હા સાહેબ, સાચી વાત. અસલ મીયાણા લાગો છો હો! તમારા સામી કોઈ નજર ન માંડી શકે!"

દરરોજ મીયાણાનો વેશ કાઢનાર આ થાણદાર તે દિવસ સવારે માળીયાના મીયાણાની હાજરી લઈ રહ્યો છે, ભોંખારા ખાઈને ધમકીઓ આપી રહ્યો છે, તે વખતે આમર મૂર નામના મીયાણાએ વાત કાઢી કે—

"સાહેબ, અમને તો પાસ, પરવાના આપી આપીને 'લિમ

રાત હાજરી લઇ હેરાન કરો છો, પણ ઓલો વાલીયો હૂંડો તો પાસ વગરનો જ રણમાં બેઠો છે, એને એક વાર પાસમાં નોંધાવો ને! એને મજા કરો ને! હાનો દેખાડું. આ બેઠા માળીયાના ચડમાં જ."

"બોલ મા, તારૂં સારૂં થાય! આમરીયા, બોલ મા, મને ભિખારી છે"

વાલીયાનું નામ સાંભળતા જ એ મીયાણા વેશધારી સાહેબને ખિમારી થઇ આવી હતી

૩

જામનગરનો પોલિસ ઉપરી એજન્સી સાહેબ કરીને એક ગોરો હતો. એકોનગ પોતાની ટુકડી લઇને વાનાની ગધેપધે ભમે છે. એક દિવસ એની છાવણી આમરણની નજીકમાં પડી છે દિવસનું ટાણું છે. એવે એક ભરવાડ હાથમાં પગરખાં લઇને શ્વાસભર્યો દોડયો આવ્યો અને સાહેબને જાહેર કર્યું કે "સાહેબ, ચાલો બહારવટીયા બતાવું"

"જાવ માના! નહિ આવેગા"

"અરે સાહેબ, પણ બહારવટીયા ભ્વસાઇ ગયા છે. તમારે જરા ય જોખમ નથી"

"ક્યા હૈ?"

"સાહેબ, આમરણ બેનાના મોદારમાં સણી જગો જણીને

બહારવટીયા ચાલ્યા ગયા, અને વાગેથી ભરતીનું પાણી ખાડીમાં ફરી વળ્યું, એટલે અઢાણે બારવટીયા એક ટેકરી માથે ઉભા થઇ રહ્યા છે, ને ચારે દરફે જળબંબાકાર છે. ભાગવાની બારી નથી રહી. પાંચ બડાકે બધા પરોવાઇ જાય તેવું છે. માટે ચાલો."

"જાર, હમ નહિ આવેગા."

"અરે ફટ્ય છે તારી ગોરી ચામડીને, બાળા કોઢીયા !"

એટલું કહીને બરવાડ ઉપડ્યો, આવ્યો આમરણ દરબારની પાસે. આમરણ દરબાર તૂતં ૮૮ વારે ચડ્યા લપાતા લપાતા બાબર બહારવટીયાની પાછળ જઇને બે જુવાન પઠાણોએ વાલાને માથે ગોળી છોડી. બેહોશ થઇને વાલો પડી ગયો. વાલાના માથી વાગડવાળા જુમા ગડે જાણ્યું કે વાલો મરી ગયો.

"વાઢી લ્યો વાલાનું માથું." જુમે હુકમ કર્યો.

"ના, એ નહિ બને. કદાચ મારો ભાઇ હજુ જીવતો હોય ?" એમ બોલીને વાલાનો ભાઇ પન્નાન મોવર આડો પડ્યો.

ત્યાં તો બેશુદ્ધિમાંથી વાલો બેઠો થયો. પોતાના ઉપર ગોળી છોડનાર બે જુવાન પઠાણોને પોતે ખોપરી ઉપર ગોળી લગાવીને માથાં ફાડી નાખ્યાં. સાંજ સુધી ધીંગાણું કરીને વાત વહી ગઇ. એટલે પછી વાલાએ જુમા ગડને કહ્યું.

"જુમલા, તારે મારૂં માથું વાઢવું'તું, ખરૂં ને ? હવે તારે ને મારે અંજળ ખૂટી ગયા, માટે ચાલ્યો જા, બેલી."

જુમો ગંડ ત્યાંથી જુદો પડ્યો.

એ ધીંગાણામાં વાલાને પણ ખંભા ઉપર પેંડાણુની ગોળી વાગી, અને બહારવટીયા નાસી છૂટ્યા. પોતાના આશરાના સ્થાનમાં જઈને વાલાએ સાથીને કહ્યું :

"બેલી, કોઈ છુરી લાવજો તો."

છુરી લઈને વાલાએ પોતાને જ હાથે, પોતાની ગોળી વાગી હતી તે જગ્યાની અંદરના માંસમાંથી ભાંગેલાં હાડકાંની કરચે કરચ બહાર કાઢી નાખી. માણસો જોઈ રહ્યા કે માંસની અંદર પડેલા છિદ્રમાં અરધી છુરી ચાલી જાય છે છતાં વાલો નથી ચુંકારો કરતો, કે નથી એ પોતાનો હાથ પાછો ચોરતો.

એક મહિના સુધી વાલો પડદે રહ્યો.

૪

વૈશાખ મહિનાને એક દિવસે બાર હથીઆરબંધ સિપાઈની ચોકી સાથે ત્રણ ચાર ગાડાં ચાલ્યાં જતાં હતાં. અને ગાડાંની અંદર દફતરો ભર્યાં હતાં. સાથે એક સીરેસ્તદાર બેઠો હતો. જામ-નગરને ગામડે ગામડેથી રસ્તામાં સિપાઈની ટુકડી ગોવાળોના ઘેટાં, કણબીઓના દૂધ અને લુવાણાઓની દુકાનનાં લોટ, દાળ, ઘી બંદૂકના કુંદા મારી મારીને ઉઘરાવતી જતી હતી. ત્યાં તો જામનગરની જ સરહદમાં બહારવટીયાનો ભેટો થયો. વાલાએ પડકાર કર્યો :

"ખબરદાર, ગાડાં થોભાવો."

સિપાઈઓ બંદૂક ઉપાડવા જાય [illegible]

એકેએક સિપાઇની છાતીને ચડી ચૂકી. સિપાઇઓ હેબત ખાઇ ગયા. વાલે હાકલ કરી:

"જો જરીકે હાલ્યા ચાલ્યા છો ને, તો હમણાં બાઇડી-છોકરાંને રઝળાવી દઇશ. બોલો ગાડાંમાં શું ભર્યું છે?"

"સાહેબનું દફતર."

"કયા સાહેબ?"

"નગરના પોલિસ ઉપરી ઓકિનર સાહેબ."

"ઓહો! ઓકોનર સાહેબ? એમને ભેટવા સારુ ભાયડો થઇને પડકારા કરે છે એ જ ઓકોનર કે? અમારી બાતમી લેવા ગરીબોને સતાવે છે એ કે? બેલીડાઓ! ઓકોનરનાં દફતરને દીવાસળી મેલીને સળગાવી દીઓ."

થોડી વારમાં કાગળીયાંનો મોટો ભડકો થયો. દફતર બળીને ખાખ થઇ ગયાં.

"ક્યાં છે તમારો ઓકોનર સાહેબ?"

"બાલાચડી."

"બાલાચડીમાં હવા ખાતો હશે! કહેજો એને કે તમને વાલે રામ રામ કહેવરાવ્યા છે, અને એક વાર મળવાની ઉમેદ છે. અને આ સીરિસ્તદારનું નાક કાપી લ્યો ભાઇ."

"એ બાપ્પલાપ! હું બ્રાહ્મણ છું. તમારી ગૌ છું. મારો જન્મારો બગાડશો મા." બચવા માટે સીરિસ્તદાર ખોટો ખોટો બ્રાહ્મણ બની ગયો.

"ઠીક બેલી, છોડી મેલો એને."

૫

## મામદ જામ

મચ્છુ નદી ખળળ ખળળ ચાલી જાય છે. એને કાંઠે બે પડછંદ જુવાનો બેઠા છે. બન્નેની આંખમાં ખુન્નસ, શરમ અને નિરાશા તરવરે છે.

"સાચેસાચ શું ફીટઝરાલ્ડ સાહેબ, અલાણા ?" એક જણાએ અંતરની વેદના સાથે પૂછયું.

"હા ભાઇ મામદ જામ, ફીટઝરાલ્ડ સાહેબની સાથે જ તારી ઓરતને મહોબ્બત છે."

"ગોરો ઉઠીને, કાઠીઆવાડનો પોલિટીકલ ઉઠીને મીયાણાની ઓરત માથે નજર કરે ? ભોરીંગને માથેથી પારસમણિ ઉપાડે ?"

"તું નામર્દ છો. તારાથી શું થવાનું હતું ?"

"અલાણા, કલેજું ઉકળે છે—તેલની કડા જેવું. અરરર ! ઓરત હલી પછી ક્યા જઇ માથું નાખવું ?"

"અને બીજી કોરથી આ નવી મા સોઢીઃ આપણને જીવાઇ દીયે, ને આપણે ભૂખે મરવું !"

કાળભર્યો મામદ જામ પોતાને ઘેર ગયો. પા શેર અફીણ ઘૂંટયું. તાંસળી ભરીને પોતાની ઓરત સામે ધરી દીધું.

"અરે મીયાડા !" બાઇ મ્હોં મલકાવતી બોલીઃ "ઠેકડી હાં કર ?"

"ઓરત ! આ જનમે તો હવે તું સાહેબની મહોબ્બતનું સુખ ભોગવી રહી. ખુદા પાસે જઇને મડમનો અવતાર માગજે. લે ઝટ કર."

"અરે ખાવંદ ! તું આ શું બોલે છે ? ચંદણને માથે કુવાડો ન હોય." એટલું બોલી સ્ત્રી સોળ કળાની હતી તે એક કળાની થઇ ગઇ.

"લે વગડાં મ કર. પી જા."

"ઠીક ત્યારે અલામેલી !"

એટલું બોલીને જુવાન બાઇ અફીણની તાંસળી ગટગટાવી ગઇ. ઉપર એક શેર ગોળ તેલ પીધું. સોડ તાણીને સુઇ ગઇ.

મામદ જામ ઉઠીને બહાર ગયો. અલાણો બેઠો હતો તેની સાથે વાતો કરવા લાગ્યો.

"શું કરવું, અલાણા ? બે ય કાળા નાગણીયું, પણ બે ય ઓરતો. એને માથે ઘા હોય ?"

"મામદ જામ ! હણનારને તો હણીએ જ. આ નીકળી સોઢી મા. દે એના ડેબામાં."

મામદ જામે નજર, મા સોઢીને નીકળતી ભાળી. પણ એનો હાથ થથર્યો, એટલે તુર્ત જ મામદ જામની બરોબરી બંદૂક તૈયાર પડી હતી તે ઉપાડીને અલાણાએ જામગ્રી દાબી. ગોળી છુટી, સોઢી માયાણી ચાલી જતી હતી તેની છાતીની આરપાર નીકળી ગઇ.

મરતાં મરતાં મોઢીએ જુબાની આપી કે મને મામદ જામે મારી છે. બંદૂક પણ મામદ જામની ઠરી. બન્નેને કેદ પકડ્યા.

અલાણો સાક્ષી આપે છે કે "સાહેબ, સોઢીને મેં મારી છે. મામદ જામ નિર્દોષ છે."

મામદ જામ તકરાર કરે છે કે "ના મહેરબાન, મેં મારી છે. જુઓને, આ બંદૂક પણ મારી છે. અલાણો ખોટો છે."

કચેરીમાં મુન્સફને તાજુબી થઇ ગઇ કે આ બે ય જુવાનો એક બીજાનાં ખૂન પોતાને માથે ઓઢી લેવાની કેવી છાતી બતાવે છે!

મામદ જામ ઉપર બીજું તહોમત ઓરતના ખૂનનું મૂકાયું. અલાણાને સાત વર્ષની સજા મળી, અને મામદ જામને કાળા પાણીનો ફેંસલો મળ્યો.

૬

અમદાવાદથી ઉપડેલી રાતની ગાડી, અધરાત ગળતી હતી તે વખતે, સમવાટા મારતી અને વગડામાં પાવા વગાડતી પૂરા વેગમાં ચાલી જાય છે. એના એક ડબ્બામાં ત્રીસ હથીઆરધારી સિપાહીઓ અને એક જમાદારની ચોકી નીચે સાત કાળા પાણીની સજાવાળા બહારવટીયાઓ એકબીજાનાં મોં સામે જોઇને બેઠા છે. એક જોરાવર મામદ જામ છે, અને છ ધંનાળાના મીયાણા છે.

ગાડી સાગરના પૂલ માથે આવીને ગાડી ધીરી પડી. ચોકીદાર સિપાહીઓમાંથી થોડા જણ જરા ઝોલે ગયા. બહારવટીયાએ એક બીજા સામે આંખોની ઇશારત કરી. હાથમાં બેડી, પગમાં બેડી,

હલવું ચલવું સહેલું નથી, છતાં સહુ એક સામટા કૂદ્યા. હાથની બેડીઓ ચોકીવાળાની ખોપરીમાં ઝીંકી, હથીઆર ઝૂટવી, બે ત્રણને ઠાર કરી, મહીસાગરમાં પરબારી છલંગો મારી. પોલિસો હાફળાફાફળા બની કાંઇ જોઇ શક્યા નહિ કે આ શું થયું. રીડિયા પાડવાની પણ હામ ન રહી. ત્યાં તો ગાડીએ ઘણો પંથ કાપી નાખ્યો.

હાથમાં પોલિસના હથીઆર સોના, અને પગમાં બેડીઓ છે છતાં, બહારવટીયા મહીસાગરના વામજાળ પાણીને અંધારામાં વીંધવા લાગ્યા. ચુપચાપ માછલાની માફક તરતા તરતા સામે કિનારે પહોંચ્યા. છ જણાએ પોતાના પગ પથ્થર પર રાખી, હાથ વડે પથ્થર મારીને પોતાની બેડીઓ તોડી નાખી, પણ મામદ જામનો પગ સોઝી ગયો હતો. એની બેડીઓ ચપોચપ થઇ જવાથી ન તૂટી. તેમ જ બેડી તૂટયા સિવાય એનાથી ચલાય તેવું પણ ન રહ્યું. એણે છયે સાથીઓને કહ્યું:

"બેલીઓ, તમે ભાગવા માંડો. હમણાં વાંઢ છૂટી જાણજો."

"તમને છોડીને તો અમો નહિ જાયીં, મામદ જામ."

"તમે હુજ્જત કરો મા ભાઇ ! હું જીવીશ તો નકી આવીશ. પણ તમે બધા નાહકના શીદ બીંત હેઠળ કચરાઇ મરો છો ?"

છયે જણા રોઇ પડયા. નટોતા જતા. મામદ જામે આકરા કસમ આપી રવાના કર્યાં અને પોતે પાછો મહીસાગરમાં પડયો.

હવે કાંઠે તરતો તરતો, કાંઠાને ઝાલી ઝાલી ત્રણ ચાર ગાઉ આઘે નીકળી ગયો.

બહાર આવીને એક પત્થર લીધો. પોતાની પાસે પોલિસ જમાદારની ઝુંટાવેલી કીરચ હતી તેના બે કટકા કર્યા. એક કટકાથી બીજા કટકાની ધાર ઉપર કરવત જેવા આંકા કર્યા.

એવી રીતના કરવત વતી પોતાની બેડી ઘસી ઘસીને કાપી. હવે એના પગ મોકળા થયા.

ભાગ્યો. એક જ દિવસમાં સાઠ ગાઉની મઝલ કરી ! મારવાડની સીમમાં ભાગ્યો જાય છે. વેશ તો કેદીનો જ છે.

મારવાડના જાટ લોકો ઢોર ચારે છે. એણે આ ભાગતા જુવાનને ભાળ્યો. "એવા કો'ક કેદી ભાગે !"

મામદ જામને પકડી લઇ મુખીને સોંપ્યો. મુખીએ દયા બતાવી. ખરચી માટે રૂપીઆ દીધા. કહ્યું કે "માંડ ભાગવા."

વડોદરાના થડમાં નવુ પરૂં ગામ છે: ત્યાં મામદ જામ આવ્યો. અમદાવાદની જેલમાં ઉમરખાન નામનો નાયક પોતાનો ભાઇબંધ હતો, એની બહેનને ઘેર ગયો.

રોટલો ખાય છે ત્યાં ઉમરખાનનો બનેવી આવી પહોંચ્યો. ઓળખ્યો. ઘોડાની સરકથી મામદ જામને ઝકડયો, લઇને હાલ્યો વડોદરે સોંપવા.

માર્ગે ઉમરખાં મળ્યો. સાળો બનેવી લડ્યા. ઉમરખાંએ બનેવીને ઠાર માર્યો. 'મામદ જામ ! આ લે આ તમંચો, આ ઘોડો ને આ રૂપીઆ પાંચ. ભાગી છૂટ. તારા તકદીરમાં હોય તે ખરૂં, પણ અટાણે તો તને અલ્લાએ ઉગાર્યો છે."

"ઉમરખાં ! થોડીક ભાઇબંધી સારુ ચઇને સગી બહેનનો ચૂડો ભાંગ્યો ! ધન્ય છે તને બાપ !" એટલું કહીને મામદ જામ ચાલ્યો. ઘોડો વડોદરાની ગુજરીમાં વેચ્યો. ગાડીમાં બેસીને વઢવાણ ઉતર્યો. અમરસંગ દરબારના વાવડી ગામે આવ્યો. ને હવે તો પોતે સાંઇને વેશે છે.

દરબાર ઘેરે નહિ. ડેલીએ સિપાઇ બેસે છે એણે ઓળખ્યો. સિપાઇએ ઘરની ગોલીને રાખેલી. તેના કાનમાં જઇને કહ્યું: "ઉના રોટલા અને શાક કર. પણ ધીરે ધીરે હો. ઉતાવળ કરીશ મા."

"કાં ?"

"કાં શું ? જેના માથા સાટે રૂ. ત્રણ હજારનું ઇનામ નીકળ્યું છે, એ હાથમાં આવ્યો છે. આજ આપણુ બેયનું દાળદર ભુક્કા !"

"ઠીક. ફીકર નહિ."

"સાંઇ મૌલા ! બેસજો હો, રોટલા થાય છે."

એટલું કહીને સિપાઇ થાણામાં ગયો. અને પાછળથી એની રખાત ગોલી ડેલીએ આવી. હોઠ ફફડાવીને બોલી:

"સાંઇ મૌલા ! ભાગવા માંડજો હો. તમે ઓળખાઇ ગયા છો. મને પીટ્યો મારો યાર ફોજદાર પાસે પહોંચી પણ ગયો છે. તમારા માથાનું મૂલ શું છે જાણો છો ?"

" ના. "

" રૂ. ત્રણ હજાર. "

"છતાં તું મને ભગાડછ ? તું કેાી છો ?"

"હું ગોલી છું."

"ગોલી !"

"હા ગોલી ! પણ હવે વધુ બોલવાની વેળા નથી હો !"

બહારવટીયો ભાગ્યો. વાઘરવા ગામે આવ્યો. વાલા નામોરીના વાવડ મેળવ્યા. એનું ઠામ ઠેકાણું જાણી લીધું.

"લાવો મારાં હથીઆર."

બહારવટીયાને આશરો આપનાર પેથે પગીએ એને હથીઆર દીધાં. નીકળી પડ્યો. નગર ગયો. વાલો નામોરી અને પોતે બન્ને જણાં મોવર *સંધવાણી જમાદારને ઘેર ચાર મહિના મેડા ઉપર રહ્યાં. અંતે પછી થાકીને પૂછ્યું.

"મોવર સંધવાણી ! કંઇ થઇ શકશે અમને માફી અપાવવાનું ?"

"ભાઇ, અટાણે મોકો નથી."

"ઠીક ત્યારે, અલ્લાબેલી."

નીકળ્યા. રાજકોટની સડકે સીધેસીધા વહેતા થયા. ત્યાંથી જુનાગઢની સડકે.

* આ મોવર સંધવાણી પણ મૂળે બારવટે ચડયો હતો. એનું દૃત્તાંત બહારવટીયા ભાગ-૩માં આવશે.

પીઠડીયા ગામની સીમમાં એક દરબારી બાવર જેટાળી બંદૂક ખંભે નાખીને ફરે છે. મામદ જામે જઈ જઈને પોતાની બંદૂકની નાળ લાંબી કરી : "મેલી દે જેટાળી. નીકર હમણાં ફૂંકી દઉં છું."

"હાં ! હાં ! હાં ! મામદ જામ. ભિચારાની નોકરી તૂટશે." એ રીતે વાલાએ બહુ વાર્યો. પણ ફાટેલ મીયાણો મામદ જામ ન માન્યો. બાવરનો જોગ્રો ઝૂંટવી લઈને ઉપડયા.

ત્યાંથી વડાળ થઈને ગિરનારના ડુંગરમાં: ત્યાંથી આખી ગીર પગ નીચે કાઢી.

ચરખાની સીમમાં પડયા : ફકીરોનાં ઘોડાં આંચકી લીધાં.

ટોડા દૂધાળામાં ઝરખડી નદીની અંદર રોટલા ખાવા બેઠા : બીડનો પસાયતો ગાજો દેતો આવે છે : વાલાએ બંદૂક લાંબી કરીને કહ્યું કે "આ તારી માની તો અદબ રાખ."

પસાયતે ભાગીને ખેડૂને જાણ કરી.

પીપરીઆ ને બાબરા વચાળે ટોડાળી વાવ છે: ત્યાં બહારવટીયાનો પડાવ છે. લાઠીની ગીસ્તે ત્યાં આવી, આડાં રૂનાં ધોકડાં મેલી ધીંગાણું આદર્યું. બહારવટીયાઓએ વાવની ચોપાસ સાંઢિયાનો ગઢ કર્યો. ફોજવાળા ધોકડાં રેડવનાં, જાય, સામેથી બહારવટીયાની ગોળીઓ ચોંટતી જાય, રૂમાં આગ લાગતી જાય અને ગીસ્તના માણસો પાણી નાખી આગ ઠારતા જાય. પણ ધોકડાંની ઓથ બહાર ડોકું કાઢયા ભેળું તો ડોકું ઉડી જ પડવાનું છે, એ વાત ગીસ્તના માણસો જાણતા હતા. ઠૂંઠા હાથવાળા વાલીયાની

બહારવટીયાને ભાગી નીકળવું હતું. વડલાની ડાળે એક બંદૂક ટાંગીને વાંસેથી છાનામાના સરકી ગયા.

ગીસ્ત સમજે છે કે બંદૂક પડી છે, એટલે બહારવટીયા ગયા થી એવી ભ્રમણામાં ને ભ્રમણા જ સાંજ પડી. સાંજે બહારવટીયાની મશ્કરી સમજાઇ. બેવકૂફ બનીને ગીસ્ત પાછી વળી.

મૂળી તાબાનું જસાપર ગામ ભાંગ્યું: બંદૂકો ઉઠાવી: વઢવાણ કાંપમાં ફીટઝરાલ્ડ સાહેબને મકલા કાળાની સાથે કહેવરાવ્યું કે "અમે-વાલે મોવરે અને મામદ કાજે જ ગામ ભાંગ્યું છે. અને અમારી બીજે કયાંય ગોત કરશો મા, અમે અનલગઢમાં જ બેઠા છીએ."

ફીટઝરાલ્ડે તાર છોડ્યા. ગણી સરકારની ભાલાવાળી લાન્સર ટુકડી મગાવી. વાંકાનેર, રાજકોટ વગેરે રજવાડાની ફોજ પણ ઝમારા મારતી આવી. બધા મળી બે હજાર લડવૈયાનું દળ બંધાયું. આખરે ગોરો પોલીસ ઉપરી મકાઇ સાહેબ સેનાપતિ બની ચાલ્યો. આસમાન ધુંધળો બનવા લાગ્યો અને ઘોડાના ડાબાને દિશાઓ કંપા દેવા માંડી.

અનલગઢ ભાંગીને માંડવાના ડુંગરા ઉપર બહારવટીયા વાલાએ ચિસો રૂપીઆની કિમ્મતનો સાચા લીલા કીનખાપનો વાવટો ડાંગી દીધો છે. શત્રુઓને લડાઇના નોતરાં દેતો વાવટો ગગનમાં ડાકા મારી રહ્યો છે, અને બીજા બહારવટીયા મોટા પીરને ખાનનો ધૂપ કરે છે. ડુંગરામાં સુગંધી ધૂમાડાનો પવિત્ર મધ- ... ... ... ... બહાદુર જણની એ નાનકડી ફોજને પીરના

ધૂપની સુવાસ આવતાં તો ફેરાડે ફેરાડે મરવા મારવાની ધણેણાટી વછૂટવા લાગી છે.

આ બાજુથી બહારવટીયાનો નેજો ભાળતાં જ સેનાપતિએ પરબારો *'ચાર્જ !' નો હુકમ પોકાર્યો. 'ચાર્જ !' થાતાંની વાર જ ભાલાં ને કીરીચો ઉગામી અસવારોએ ઘોડાંને વહેતાં મેલી દીધાં. બે હજાર માણસોનો હલ્લો થતાં તો એવું દેખાયું કે જાણે હમણાં ડુંગરો ખળભળી હાલશે.

ત્યાં તો સામેથી ધડ ! ધડ ! ધડ ! બંદૂકોની ધાણી ફુટી.

સાઠ બંદૂકો ભરીને બહારવટીયાએ તૈયાર રાખેલી છે. છ જણા ઉપાડી ઉપાડીને બડાકા કરે છે, બાકીના છ જણા ખાલી પડેલી બંદૂકોને નવેસર ભરતા જાય છે. દારૂગોળાની હારમોટાર લાગી પડી છે. સીસાની ગોળીઓનો સામુકલો મે વરસતા માંડ્યો છે,

એક, બે, ત્રણ, ચાર, એમ દસ ભાલાવાળા ટપોટપ ગોળી ખાઇને જખ્મી થયા. એટલે ભાલાવાળાઓના ગોરા સેનાપતિએ "રીટાયર"નું બ્યુગલ બજાવ્યું. એ સાંભળતાં તો મકાઇ સાહેબ લાલચોળ થઇ ગયો. ઘોડા માથે ટોપી પછાડવા મંડાયો. ડોળા ફાડીને ભાલા-વાળી ટુકડીના ગોરા સરદારને ધમકી દેવા લાગ્યો "કેમ ! કૂ

"બસ કરો ! અમારૂં કામ બહારવટીયા પકડવાનું મુલક જીતવાનું છે." એમ બોલીને ભાલાવાળાએ પોતાની ટુકડી અલાયદી તારવી લીધી.

* Charge

ત્યાં તો વાલા મોવરે ઝીકીયાળામાંથી જે નવ વેંતની લાંબી ઝંઝાળ હાથ કરી હતી તેમાં તોપ જેવી મોટી ગલોલી ઠાંસીને પથ્થર સાથે બાંધીને જામગ્રી ચાંપી. દાગતાં તો ઘોર અવાજ કરતી ગલોલી વછૂટી. સામી ફોજ પડી હતી ત્યાંથી અરધો માઇલ આગળ જઇને ગલોલીએ ગાડું એક ધૂળ ઉડાડી. ફોજ સમજી કે ડુંગરમાં હારૂગોળો મોટા જથ્થામાં છે, 'ને જણ પણ ઝાઝા લાગે છે.

સાંજ સુધી ધીંગાણું ચાલ્યું. સાંજે સૂરજ આથમવા ટાણે ફોજ પાછી વળી, અને ડુંગરમાંથી અવાજ ગાજ્યો કે "વાલીયા ઠુંઠાની જે!"

"અને મકરાણી......"એમ કહી એક બહારવટીઓ બોલવા ગયો.

"ખબરદાર! નકર જબાન કાપી નાખીશ." વાલાએ સાવઝના જેવી ડણક દીધી.

"જુવાનો! નાડી અને જબાન બે સાચવે, સંભાળજો હો! ફેર વાવરો ખાક થઇ ગયો જાણજો. ખુદાએ નાપાકનાં બારવટાં દી નભાવ્યાં નથી."

એવી રીતે વાલાએ સાથીઓને શીખામણ દીધી. વારેવારે સાઇ એનાં વચનો કહેતો અને નવરો પડે ત્યારે તસ્બી ફેરવતો. બહુ ઝાઝું બોલતો પણ નહિ. બેરખોનાં ગાનમુક્તાનમાં મેડી બહાતો નહિ.

૭

કાંતરોડીનો એક કોળી હતો. એનું નામ મકો. એક દિવસ મકો વાલીયાના પગમાં પડીને પોતાનું દુઃખ રોવા માંડયો.

"શું છે ભાઇ ?"

"મને મકાઇ સાહેબ મારી નાખે છે !"

"શા સારૂ ?"

"તારી બાતમી લઇ આવવા સારૂ."

"તે એમાં મુંઝાછ શીદને ભાઇ ? જા, બેધડક કહેજે કે વાલીયો અનળગઢમાં બેઠો છે. સાહેબની માએ સવાશેર સુંઠ ખાધી હોય તો આવે મળવા."

"પણ વાલા, તને આંગળી ચીંધાડીને હું મરાવુ તો તો કયે ભવ છૂટું ?"

"ભાઇ, મરવા મારવાની તો આ રમત જ છે ને ! અને વાલો તો સંધાય વેરીઓને સામેથી જ વાવડ દઇ મોકલે છે. વાલાની તે કાંઇ ગોતવું હોય ? જા તું તારે, લઇ આવ સાહેબને."

અનળગઢની ધાર ઉપર વાલો બેઠો છે. મકાઇ સાહેબ ઘોડે ચડીને ચાલ્યો આવે છે. મોખરે મકો કોળી દોડયો આવે છે. સાહેબને દેખીને વાલે દૂંહા હાથ ઉપર બંદૂક ટેકવી. બરાબર સાહેબના ઘોડાના ડાબલાનુ નિશાન લઇ ભડાકો કર્યો. પલકમાં તો ઘોડાના પગમાંથી ડાબો નોખો જઇ પડયો. ચમકીને મકાઇ

સાહેબે ઉંચે જોયું. બંદૂકની નાળ્ય તાકીને કાળને ઉભેલા ભાળ્યો. ધાર માથેથી વાલીયે અવાજ દીધો કે—

"એ ય ઉલ્લુ સાહેબ, આજ મારતો નથી. ફક્ત ચેતવું છું. હવેથી મકાને કનડીશ મા. નીકર ઘોડાને ડાબો ઉપડયો છે, એમ તરબૂચ જેવું માથું ઉપાડી લઇશ"

૮

વાલાની ઓરત મરી ગઇ છે. પોતાને જુવાનીનાં પૂર ચાલ્યાં જાય છે. બીજા સહુ સાથીઓ પોતપોતાની પરણેતરોને મળવા વારે વારે જાય આવે છે. પણ વાલાને તો ઘેરે જઇને બેસવાનું ઠેકાણું રહ્યું નથી. છતાં વાલાની આંખ કોઇ ઓરત સામે ઉંચી થાતી નથી. જોગી જેવો વાલો કાં લડતો ને કાં તસ્બી ફેરવતો. એમાં એક દિવસ સાથીઓએ વાત છેડી. ભાયા મોવરે શરૂ કર્યું:

"વાલા, હવે તો તારા નીકા કરીએ."

"કોની સંગાથે બેલી?" વાલાએ પૂછ્યું.

"કારુભડાના વીરમ મીયાણાની ડીકરી વાલ્ઇ સંગાથે. એ પણ ધરભંગ થઇ છે."

"તમે એ બાઇની સાથે વાત કરી છે?"

"ના."

"મ બોલો! અરરર, બેલી, તો પછી મ બોલો." કહીને વાલે જી ભરી

"કાં ?"

"તો પછી કેમ આવું બોલીને પાપમાં પડો છો ને મને ય પાપમાં પાડો છો !"

"પણ એમાં પાપ તે વળી શેનું !"

"અરે બા, ઇ બાઇના મનમાં જો કદી એમ હશે કે વાલો તો મારો બાપ થાય, તો ? તો હું ખુદાનો ગુન્હેગાર થાઉં કે નહિ ? હવે પછી આવી નાપાક વાત કરશો મા, બાઇ !"

૯

સોરઠમાં બળધોઇ નામે ગામ છે. બળધોઇ ગામ હાથીયાવાળો નામે કાઠી તાલુકદારનું છે. એ ગામમાં રામબાઇ નામની રજપૂતાણી, અને એ રજપૂતાણી સાથે મામદ જામને આડો વહેવાર બંધાયો છે.* અને વાલાને એ વાતની જાણ થઇ છે. વાલાએ મામદ જામને માણસો સાથે કહેવરાવ્યું કે "મામદ જામ ! અલ્લા નહિ સાંખે હો, રે'વા દે: બહારવટીયો નાપાક ન હોય."

"વાલા મોવરને કહેજો કે મારી વાતમાં વચ્ચે ન આવે. હું બહારવટામાં ક્યાંય ગેરવ્યાજબી વર્તતો હોઉં, તો ભલે મને બંધૂકે દે. બાકી મારા ખાનગી વહેવારમાં તો હું ચાહે તો કરૂં !" એવો મામદ જામે જવાબ દીધો.

*મીયાણાઓ આ વાતનો ઇન્કાર કરે છે તેઓ કહે છે કે મામદ જામ ઘણો જ પવિત્ર આદમી હતો.

વાલાનો જીવ કળાયે કળાયે કપાવા લાગ્યો. પણ મામદ જામ જેવા જોરદાર સાથીને જાકારો દેવાની, કે એની સામે વેર ઉભું કરવાની વાલાની છાતી ચાલી નહિ.

એમ થાતાં થાતાં એક દિવસ દડવા ગામના કુવાડીયા આયરની સાથે રામબાઇ રજપૂતાણીના ધણીનો સંદેશો મામદ જામ ઉપર આવ્યો કે "પરમ દિવસ આવજે. હાથીયા વાળાના ગઢમાં રૂપીયા ત્રણ હજારની કોથળી તૈયાર ટપ્પે પડી છે."

સંદેશો સાંભળીને મામદ જામ વરલાડા જેવા પોષાકમાં સાબદો થયો. અને કહ્યું "હાલ વાલા, આકડે મધનું પોડું ટીંગાય છે."

"મામદ જામ ! જાવા જેવું નથી હો ! અને તારાં પાપ ત્યાં આપણી પહેલાં પહોંચીને બેસી ગયાં હશે હો ! જ્યાંની જમીનને તેં નાપાક બનાવી છે, ત્યાં આપણો ભાર ધરતી ઝીલશે નહિ."

પણ મામદ જામ ન માન્યો. વાલાને સાથે લઇ સાંજ ટાણે ભળકોઇને માથે વાર વહેતી કરી.

ખળાવાડમાં અનાજના ગંજ ઉભા છે. ખેડૂતો રાત પડ્યે ચાંદરડાંને અજવાળે પાવા વગાડે છે. હવાલદાર અને પગી પસાયતા તાપણું કરીને બેઠા છે. બહારવટીયાઓ પ્રથમ ત્યાં જઇને ત્રાટક્યા. માણસોને બાંધીને કેદ કરી લીધા, અને ગામને ઝાંપે જઇ ફક્ત બે જ ભડાકા કર્યા ત્યાં તો દરબારગઢમાં હાથીયો વાળો કંપવા લાગ્યો. બેબાકળા બનીને દરબાર પોતાનાં ઘરવાળાંને પૂછવા મંડ્યા કે "હવે શું કરૂં ?"

સામે કાઠીયાણી ઉભાં હતાં તેણે કહ્યું: "શું કરે કેમ ? આ મારાં એક બ્નેડ્ય લુગડાં પહેરીને બેસી જાવ. બહારવટીયાને કહે કે દરબારને બે ઘર છે !"

"અરરર !" બોલીને દરબાર ઝાંખા પડી ગયા.

"ત્યારે પૂછતાં શરમાતા નથી દરબાર ! અટાણે પૂછવાનો સમો છે ? કે હેબે ચડી જવાનો ?"

કાઠીને પોતાના ત્રીસ બંદૂકદારો સાથે હાથીયા વાળો મેડીએ ચડ્યા. બહારવટીયાએ બજાર કબજે કરી લીધી. ગઢની મેડીએથી દરબારી માણસોએ ભડાકા કર્યા. ગામ ધુમાડે ઢંકાઇ ગયું, અને બહારવટીયા દરબારગઢની દિવાલો ઠેકીને અંદર ઉતર્યા. જુવે તો ઓરડે ઓરડે તાળાં.

મેડીએ ચડીને બહારવટીયાએ હાથીયા વાળાને હાકલ દીધી કે "એય કાઠીડા, લાવ ચાવીયું, નીકર હમણાં તારો જાન કાઢી નાખશું."

નામર્દ હાથીયા વાળાનાં હાંજાં ગગડી ગયાં. એણે ચાવી ફગાવી દીધી. વાઘો તો બજાર સાચવીને ઉભો છે એટલે મામદ જામે ઓરડા ઉઘાડવા માંડ્યા.

પહેલો ઓરડો ઉઘાડે ત્યાં અંદર દરબારગઢની ને ગામની બાઇઓને લપાયેલી દીઠી. તુર્ત પાછું ઓરડે તાળું લગાવી મામદ જામ પાછો ફર્યો.

બીજો ઓરડો ઉઘાડ્યો. અંદર પટારા દીઠા. ઘંટીનાં પડ મારી મારીને બહારવટીયા પટારા તોડવા લાગ્યા.

પડકારા કરતો કરતો મામદ જામ ફળામાં ઘૂમી રહ્યો છે. ત્યાં તો સાંઢિયાના કાઠાની ઓથે કરણપરી નામનો એક બાવો છુપાઇ બેઠેલો. તેને રૂંવાડે રૂંવાડે શૂરાતન વ્યાપી ગયું. પોતાની પાસે જ, કાઠી-રજપૂતો જેના ઉપર થાળી રાખીને જમે છે તે 'પડઘી' નામની પિત્તળની નાની બેઠક પડેલી–તે કરણપરીએ ઉપાડી.

'જે ગરનારી !' કહીને બાવાએ પિત્તળની પડઘીનો કારમો ઘા કર્યો. એ ઘા બરાબર મામદ જામના માથામાં પડ્યો.

ફડાક ! દેતો અવાજ થયો. મામદ જામના માથાની ખોપરી ફાટી ગઇ. જમણી આંખનું રતન પણ પડઘીએ ફોડી નાખ્યું.

"અરે તારી જાતનો—" કહી મામદ જામ પાછો ફર્યો. બાવાના શરીર ઉપર બંદૂક ચલાવી. ઓગણીસ ઓગણીસ છરા બાવાના શરીરને વીંધી, ન્હાઇધોઇ, ધ્રોપટ નીકળી ગયા, તો ય બાવાએ દોડી મામદ જામની જ તરવાર ખેંચી લઇ મામદ જામના જમણા ખંભા ઉપર 'જે ગરનારી !' કહીને ઝીંકી. ઝીંકતાં તો તરવાર ઠેઠ સાજ સુધી ઉતરી ગઇ. શત્રુને મારીને પછી બાવો પડ્યો. મરતી વેળા માગણ બારી રૂડો લાગ્યો.

રોટની ત્રાંબડી ફેરવનાર આ માગણ જાતના માનવીને એ ટાણે કોણ જાણે કોણે આટલું કૌવત અને આટલી હિમ્મત આપ્યાં ! આગળ કદી એણે તરવાર બાંધી નહોતી. ધીંગાણું તો કદી દીઠું નહોતું. નક્કી શૂરવીરને છાબડે હરિ આવે છે !

મામદ જામના પડખામાંથી આંતરડાંનો ઢગલો બહાર નીકળી પડ્યો. પાછાં આંતરડાં પેટમાં ઘાલીને મામદ જામે

જખમ ઉપર પોતાના ફેંટાની કસકસતી ભેટ બાંધી લીધી, ૨ દોડીને, મરણના દમ ખેંચનાર બાવાની પીઠ થાબડી કહ્યું "શાબ જવાન! તારા જેવા શૂરવીરને હાથે મારૂં મોત સુધરી ગયું. ર છે તને, બાપ!"

એટલું વચન સાંભળીને બાવાએ છેલ્લી આંખ મીંચી. મા જામે પાછા ફરીને પોતાના સાથીઓને હાકલ કરી કે–

"બેલીડાઓ, પાછા વળો. હાલો ઝટ. લૂંટનો માલ મેલી હાલી નીકળો."

પોતે આગળ, ને દસ જણા પાછળ: બધા બહારવટીયા ગઢમાંથ બહાર નીકળી ગયા. બજારે વાળો ટેલે છે. તેણે પૂછ્યું :

"કેમ ખાલી હાથે?"

"વાળા! મારાં પાપ આંબી ગયાં. હવે હું ઘડી બે ઘડીનો મેમાન છું. મને ઝટ મારી કબર ભેળો કર."

મામદ જામને ઘોડે બેસારી બહારવટીયા ચાલી નીકળ્યા. બળધોઈથી અરધા ગાઉ ઉપર, વીંછીયાના વોંકળામાં અધરાતને ગળતે પહોરે બહારવટીઆ પહોંચ્યા, એટલે મામદ જામે કહ્યું:

"બેલીઓ, બસ આંહી રોકાઓ. આંહી મારૂં દિલ ... આ વેળુમાં મારી કબર ખોદો."

કબર ખોદાઇ.

"હવે બેલી, ખાડાની ઉંડાઇ માપી જુવો."

કબરને માપી. મામદ જામની કાનની બુટ સુધી ઉંડો ખાડો થઇ ગયો હતો.

"હવે એને વાળીને સાફ કરી નાખો."

કબર સાફ થઇ ગઇ. પોતે પોતાની મેળે અંદર ઉતરી ગયો. ઉભા રહીને, કબરને કાંઠે ઉભેલા પોતાના ભેરૂઓને કહ્યું :

"બેલીઓ, મારાં કાળાં કામાં મને આંબી ગયાં. સારૂં થાય છે કે હું તમારામાંથી બાદ થઇ જાઉં છું. અને હવે તમે વાલાની આમન્યામાં વર્તજો. વાલો નીતિવાન છે. લ્યો બાઇ, હવે આલાબેલી છે. સહુ સજ્જ્ણોને સો સો સલામું છે."

એમ બોલીને પોતે બે હાથ માથે અડાડી દસે દિશાગાં ફર્યો. અને પછી યા અલ્લા ! કહીને પેટ ઉપરથી પાઘડીના બંધ છોડી નાખ્યા. છોડતાંની વાર જ આંતરડાં નીકળી પડ્યાં. મામદ જામ કબરમાં ઢગલો થઇ ગયો.

એને દફન કરીને બહારવટીયા ચાલ્યા ગયા.

૧૦

"કુકલ બોદલા ! કમબખ્ત ! અબળાને છળને મુવેલી કરી ? ઘ ( ઘનામ !"

એટલું બોલીને વાલાએ પોતાની સામે બેઠેલા કકલ બોદ નામના સંગાથી પર બંદૂક તાકી. ગોળી છોડી. પણ પાસે બેઠે

બીજા સાથીએ ઝપથી હાથ ઉંચો કરી બંદૂકની નળીને ઠેલો માર્યો. કકલના માથા ઉપર થઇ હવામાં, સનેનાટી બોલાવતી ગોળી ચાલી ગઇ.

"ખેર !" કહી વાલાએ બંદૂક નીચે નાખી દીધી. "તારી મે બાન્ની હજી બાકી હશે. ખુદા તારાં લેખાં લેશે !"

પોતાના સાથીઓ તરફ ફરીને એ બોલ્યો :

"આપણું બારવટું થઇ રહ્યું, ભાઇઓ, આજથી બરોબર આઠ દિવસે આપણને હડકવા હાલશે."

ડુંગરની ગાળીમાં સૂરજ આથમવા ટાણે ગમગીન ચહેરા લઇને બેઠેલા વાલાએ પોતાના સાથીઓને કળકળતી આંતરડીનાં આવાં વેણ સંભળાવ્યાં, અને લમણે હાથ દઇને મહુ સાથીઓ એ આગમ-વાણી સાંભળી રહ્યા. કોઇના મ્હોંમાંથી સામો શબ્દ નીકળે તેવું નહોતું રહ્યું, તો યે થરથરી ઉઠીને સાથીઓ બોલ્યા :

"હાં ! હાં ! વાલા ! એવડું બધું વેણ—"

"બેલીઓ ! એ વેણ વિધાતાનું સમજજો. આપણે ખાટસવા-દીઆઓને ભેળા કર્યા, એણે તો આપણને ખોટ ન ખવરાવી, પણ આ કકલ બોદલે ખોટ ખાધી. અરેરે ! ઓરતની આબરૂ લૂંટી ! કુંજડીની જેમ ઓરત કળેળતી હતી, એની કાયા ચૂંથી ! એના નિસાપા આપણી માથે થઇ મોતની મજાયું પાથરી રહ્યા હશે, એ નક્કી જાણજો ભાઇ !"

મોરબીના ગામ જીકીઆળીની સીમમાં* કકલ બોદલે પરેલની

*આગાઉની આવૃત્તિઓમાં 'પરવત મોવર' લખેલ છે તે બરાબર નથી.

દીકરીની આબરૂ લીધી, તે વાત પરથી વાલાએ પોતાનુ ભવિષ્ય ભાખી લીધું.

* * *

વાઘરાની સીમમાં માથોડું માથોડું તલ ઉભા છે. એમાં લપાઇને બપોરને ટાણે બહારવટીયા બેઠા છે. અને પેથો નામનો પગી એ બધાને લાડવા જમાડે છે. વાલે પૂછ્યું :

"પેથા, આજ તો બહુ દાખડો કર્યો ?"

"બાપુ ! તમે મારાં ઘર ભરો છો ને હું કો'ક કો'ક વાર તમને ગળી દાઢ પણ ન કરાવુ ?"

"ભારી મીઠા લાડવા હો !"

"પેથો તો આપણો બાપ છે ભા ! ન કેમ ખવરાવે ?"

એમ વખાણ થાતાં જાય છે ને લાડવા પેટમાં પડતા જાય છે. એવે ટાણે કોળી-પેથાએ પોતાના છોકરાને ઝાડવા માથે ચાકિયા તરીકે બેસારી બહારવટીયાનુ ધ્યાન ચૂકાવી ચૂપચાપ રસ્તો લીધો. બહારવટીયાએ સગા બાપની માફક જે પેથાને રાખ્યો હતો ને લૂંટના માલથી ખૂબ ધરવ્યો હતો તેજ પેથાએ એજન્સી પોલીસના ગોરા ઉપરી ગોર્ડન સાહેબની સાથે મળી જઇ બહારવટીયાને ઝેર દેવાનો મનસૂબો કર્યો, ખાખરેચી ગામથી આર્સેનિક ઝેરવાળા લાડવા વળાવીને પેથાને મોકલ્યા અને એ લાડવા આજ મીયાણાઓને પિરસી દીધા. ઝેર ખવરાવીને પોતે ગોર્ડનને ખબર દેવા પહોંચ્યો.

*કહેવાય છે કે એ આર્સેનિક ઝેર નહોતું, પણ મૂર્છા આવે તેવો કશો પદાર્થ હતો.

વાલાને તો ખભામાં જખમ હતો, એટલે એ ફરી પાળતો. એણે આ મીઠા ભોજનમાં ભાગ લીધો નથી. બીજા તમામ સંગાથીએ એ પેટ ભરીને લાડવા ખાઇ, ખૂબાખૂબ કુંપળાસર તળાવનું પાણી પીધું. થોડી વાર વિસામો લેવા બેઠા. પા અરધો કલાક થયો, ત્યાં એક પછી એક સહુની છાતી ઝલાવા લાગી. તર્ત વાલાનો ભાઇ પરબત ઉભો થઇને બોલ્યો :

"વાલા ! આપણને નક્કી ઝેર ખવરાવ્યું ! અને આપણે ભીંત ફોડી ભીંસાઇ મુઆ."

"ઝેર ! નક્કી ઝેર છે. કમજાત પેંધો !" બીજો બોલ્યો.

"બસ બેલી ! હવે મોતની સજાઇ વખતે ભૂંડું વેણ ન હોય. હવે માંડો ભાગવા. અને બોદલા ! તારાં કાળાં કામોનો ખુદાઇ હિસાબ ચૂકવાય છે !"

એમ બોલીને વાલો આગળ થયો. બધા ભાગવા લાગ્યા.

"યા અલ્લા !" કરીને કજ્જાઓ દાદલો ઢાળી જમીન પર પટકાઇ ગયો. વાલાએ કહ્યું :

"બેલી, આંહી આની લાશને કુતરાં ચૂંથશે. એને પડતો મેલીને ચાલ્યા જશું તો દુનિયા આપણી દોસ્તીને ફિટકાર દેશે. માટે એને તો ઉપાડી લેવા સિવાય આંહીથી ખસવાનું જ નથી."

દાદલાની લોથને ઉપાડીને બહારવટીયા લથડતે પગે ચાલતા થયા. પહોંચ્યા કારડીયાની પાણાખાણમાં. ફરીવાર વાલાએ હુકમ કર્યો :

"હવે આપણા નેજે આહી મેલી દ્યો બેલી."

ત્યાં જ વાલગે મેલીને ઉગમણે પડખે રણમાં મોરચો કરી લડના બેઠા.

બળતે બપોરે એજન્સીની ટુકડી લઇ ગોર્ડન ગોરો આવી પહોંચ્યો, અને સામેથી વાલાએ હાકોગ દીધો.

"હે દગલબાજો ! ઝેર ખવરાવીને મારી થવા આવ્યા ! પણ હવે તો ચૂડીયું પહેરી હોય તો જ આઘા ઉભા રે'જો. ને જો દાઢી-મૂછના ધણી હો તો સામે પગલે હાલ્યા આવજો !"

ઘોડા ઉપર ઘોમઝાળ થઇ રહેલા ગોર્ડને ટુકડીના માણસોને કહ્યું :

"જેને પોતાના બાયડી છોકરાં વહાલાં હોય એ ઘર તરફ વળી જાજો ભાઇ ! જેને જાન દેવો હોય એ જ ઉભા રહેજો !"

સાહેબનું વચન સાંભળતા સાંભળતા તમામ સિપાહીઓ છાતી કાઢીને ચૂપચાપ ઉભા ગ્યા, નીમકહલાલી અને નોકરી સાકરા સહુના પગમાં પડી ગઇ. સરકાર પાળે યા ન પાળે, આપણાં બાળ-બચ્ચાંને પાળનારો પરવરદિગાર તો બેઠો જ છે ને ! એવું વિચારીને સિપાહીઓ નીમકના ખેલ ખેલવા ઉભા રહ્યા. એક પણ માણસ ન તર્યો.

તુર્ત સામેથી તાશેરો થયો. "ઓ વાના ! હમકુ મારો ! હમકુ ગોલી મારો" એવી હાકલ કરતા કરતા ગોર્ડન સાહેબે પોતાના ઘોડાને બહારવટીયા સામે દોટાડી મૂક્યો, પોતે ઘોડાની પીઠ પર લાંબા થઇને સુઇ ગયા, પણ એટલામાં તો ઘોડો ચમકીને જરીક આડો થઇ ગયો અને સામેથી વાલાના કૂંડા હાથ પરની બંદૂક વછૂટી. નાળખમાંથી સમસવાટા કરતી ગોળી ઘોડાની કેશવાળીમાં

થઈને બરાબર સાહેબના કાંધમાં ચોંટી અને સાહેબ પટકાયો. જખ્મી થયેલો બહાદૂર અને ટેકીલો સાહેબ પાછો ઉભો થઈને કીરીચ ખેંચી પગપાળો સામે દોડયો. પણ છેક પાણાખાણ સુધી પહોંચે તે પહેલાં તો ધડ ! ધડ ! બીજી બે ગોળી ચોંટી ને સાહેબ પડ્યો.

તેટલામાં તો બહારવટીયાઓને હાડોહાડ ઝેર પ્રસરી ગયું હતું અને વગર માર્યા જ તે બધાના પ્રાણ છૂટી ગયા હતા.

એજન્સી તરફથી ગોર્ડન સાહેબ, હાજી માજણ અને મામદ ઇસાક, એ ત્રણે જણાં એ બહારવટામાં વાલાની ગોળી વાગતાં કામ આવ્યા.

વાલો પણ ગોળીએ વીંધાઇ ગયો છે, છતાં પડ્યો નથી. હાથમાં બંદૂક હતી, તેનો કુંદો ખંભાને ટેકો દઇ રહ્યો છે. અને નાળ્ય નીચે ધરતી સાથે ટેકો લઇ ગઇ છે. એ રીતે વાલાનું નિષ્પ્રાણ શરીર બંદૂકનો આધાર મળવાથી જાણે જીવતું જાગતુ હોય એવું દેખાય છે. એ વખતના એના મ્હોરાની તારીફ કરતી કરતી, ત્રણે રાજ્યોની ફોજોએ આવીને એને ઘેરી લીધો. મોત્તર સંધવાણી પણ જામનગરની ગીસ્ત સાથે આવેલો, તેની આંખમાં પોતાના જૂના અને પાક ભેરૂનું આવુ ઉજળું મોત દેખીને હેતનાં આંસુ આવી-ગયાં.

" સા...લા કમબખ્ત ! લેતો જા !" કહીને એક પોલિસે વાલાની છાતીમાં બંદૂકનો કુંદો માર્યો.

મોવરની આંખ એ મિત્રના મોતનું અપમાન દેખીને - ફાટી ગઇ. એણે કુંદો મારનાર પોલિસની સામે ડોળા કાઢીને કહ્યું:

"હવે મરી ગયા પછી તારા બાપને શું મ્હો લઈને મારી ન્હો છો ? જીવતા ભેગા કરવો'તો ને ?"

પોલિસે પોતાની ભરેલી બંદૂક મોવર સામે તાકી. પલકમાં જ ઘોડો ચંપાતા મોવર વીંધાઈ જાત, પણ મોવરે અરધી પલમાં તો એ ઉગામેલા બંદૂકની નાળને હાથનો ઝટકો મારી જરાક ઉંચી કરી દીધી, અને એની વછૂટતી ગોળી મોવરના માથા ઉપર થઈને ગાજતી ગાજતી ચાલી ગઈ.

"કાંઈ મીયાણાના પેટનો આહીં હાજર છે કે નહિ ? જોઈ શું રહ્યા છો હજુ ?"

એટલી હાકલ મોવરના મ્હોંમાંથી પડતાં તો પહાડ જેવા મીયાણા ધસી આવ્યા. ધીંગાણું જામી પડયું હોત, પણ બીજા શાણા માણસોએ મોવરને દિલાસાથી પંપાળી, ટાઢો પાડ્યો.

વાલાના ડચકાં ખાતા મ્હોંમાં પાણી મેલીને મોવરે કહ્યું કે "વાલા ! તારા જીવને ગત કરજે, તું મફતનો નથી મર્યો, પણ એક ગોરાને અને બે બીજા અમલદારોને મારીને મર્યો છે."

તારી ટપાલું તણાં, વિલાતે કાગળ વંચાય
(ત્યાં તો) મલક બંગલામાંય, વાળે મોઢાં વાલીયા !

[હે વાલા ! વિલાયતમાં આહીંની ટપાલ વંચાય છે, ત્યારે કેંક મડમો પોતાના ધણીનું તારે હાથે મૃત્યુ થયું જાણી મોં ઢાંકી રુદન કરે છે.]

* * *

વાલાના મોતની ખબર જુમલા ગંડને પહોંચી. જુમલાએ રાજકોટ સરકારને જાસો મોકલ્યો કે "વાલાને દગાથી માર્યો છે, પણ હવે તમે ચેતતા રહેજો."

ધ્રાંગધ્રા તાબે મેથાણ પાસેના વેકળામાં જુમલો છુપાયો છે. સાહેબની ગીસ્ત ત્યાં આવવાની હોવાના એને સમાચાર મળ્યા છે. જુમો તો ગાંઠ વાળીને બેઠો છે કે પહેલે જ બડાકે સાહેબનું માથું ઉતારી લેવું.

ગીસ્ત લઈને ધ્રાંગધ્રા પોલિસનો ઉપરી સુટર સાહેબ ચાલ્યો આવે છે. એ કાબેલ ગોરો સમજી ગયો છે કે જુમાની બંદૂક ટોપીવાળાને જ ગોતી લેશે. એટલે એણે કરામત કરી. પોતાની સાથેના એક પઠાણને સારી પેઠે દારૂ પીવાડી, ચકચૂર બનાવી, પોતાનો પોષાક પહેરાવ્યો અને પોતે પઠાણનો વેશ પહેર્યો. સાહેબને વેશે બેભાન પઠાણ બહારવટીયાઓની સામે ચાલ્યો. તર્ત જુમાની ગોળીએ એના સૂંથા ઉરાડી મૂક્યા.

ત્યાં તો એકલા જુમલા ઉપર પચાસ ગોળીઓની પ્રાછટ બોલી. જુમો રૂવાડે રૂવાડે વીંધાઈ ગયો, જરાક જીવ રહ્યો હતો છતાં જુઓ પડ્યો નહિ. એની બંદૂકની નેળી ધરતી માથે ટેકો લઈ ગઈ, અને કંદો છાતીએ ગોઠવાઈ ગયો. એ રીતને ટેકે જુમો મરતો મરતો પણ જીવતા જવાંમર્દની માફક બેઠો રહ્યો.

" શાબાશ જુમાં ! શાબાશ જુમા ! તુમ હમકુ માર દીયા ! તુમ હમકુ માર દીયા" એવી શાબાશી દેતો દેતો સુટર સાહેબ જુમાને થાબડવા લાગ્યો, ત્યારે જુમાએ તો છેલ્લે ડચકારે પણ ડોકું ધુણાવ્યું: સમસ્યા કરીને સાહેબને સમજાવ્યો કે " તને હું નથી મારી શક્યો. ભૂલથી મેં પઠાણને માર્યો, મારી મનની

જૂમાના નાશ વિષે બીજી વાત એમ ચાલે છે કેઃ—

"એની ભૂએ મરતી ટોળી મેથાણના વોંકળામાં બેઠી છે. તે વખતે એક જાન ત્યાંથી નીકળી. ભેળો જે વોળાવીઓ હતો, તેનું નામ સુજોજી જત. એ ધરમઠ ગામનો રહીશ હતો અને જૂમાને રોટલા પહોંચાડતો. એણે કહ્યું કે "જુમા! મારી મરજાદ રાખ. જાનને મ લૂંટ!" પણ જુમાએ ન માન્યું. સુજાજીએ ગુપચુપ એક જાસુસને આસપાસ ખબર દેવા દોડાવ્યો ને આંહી જાનનાં ધરાણાંનો ઢગલો કરી બહારવટીયા પાસે મકયો. પોતે લૂટારાની અને જાનની વચ્ચે સમજાવટ કરાવવા લાગ્યો. ત્યાં તો સુજોજી પોતાને મારવાની પેરવી કરે છે એવો શક પડતાં જુમાએ એને ઠાર કર્યો.

આ સમાચાર સુજાજીની ઓરતને પહોંચ્યા. બહાદૂરી સ્ત્રી ગાડું જોડાવી, અંદર પાણીનું માટલું મૂકાવી પોતાના ધણીનું શબ લેવા લૂંટારાઓની પાસે આવી. માર્યા પછી પસ્તાતો જુમો સુજાજીના શરીર પાસે બેઠો છે. બાઇએ આવીને ફિટકાર દીધો. અને કહ્યું કે "હવે જો સાચી અીયાણીના પેટના હો તો આનુ વેર વાળનારો કોઇ પહોંચે ત્યાં સુધી ખસશો મા!"

"અરે માડી!" જુમાએ જવાબ દીધો, "અમારો કાળ આવી રહ્યો છે, નીકર અમને આવું ન સૂઝે. હવે તો ક્યાં યે નાસ્યા વગર અમારે આંહી જ મરવું છે. પણ બેન, અમે તરસ્યા છીએ. પાણી પાઇશ?"

ઓરતે પોતાના ધણીના મારનારાઓને માટલામાંથી ઠંડું પાણી પીવાડ્યું.

દરમ્યાન તો સેડલા નામે ગામે થોરણજી નામના ૧૮–૨૦ વર્ષના જુવાન જતને પોતાના કાકા સુજાજીના મોતની ખબર પડી. એક તલવાર લઇને એ નીકળ્યો. કાકાની ડેલીએ જઇ, ફાતીયો પઢી, એ એકલો મેથાણને વોંકળે આવ્યો. આવીને જુવે તો ઝાંઝમાના પોલીસ ઉપરી ... તથા બજાણા પોલિસની ટુકડીઓને દૂર રહી રહી સોંકળાયાં

ઉપાયેલા બહારવટીયા પર ફોજના ગોળીબાર કરી દીધી. એ સૂપ બધ હથીઆરધારીઓમાંથી કોઇની પાની લુટારાઓની છાતી ઉપર પહોંચવામાં નથી આવી.

એક તલવાર ભેર થોભણજી એકલો દોડયો લુટારાઓની ઉ ત્રાટક્યો. પાપથી ટીલા બની ગયેલા સાતે જણા એ જુવાનની એક તલવારે પતી ગયા

પતાવીને થોભણજી બહાર નીકળવા જાય છે. એણે પણ મીયાણા બાંધે છે તેવી 'ગંધી' કમ્મર પર બાંધેલી હતી. દૂરથી સુંદર ભરમ કે એ બહારવટીયો છે. સુંદરની ગોળી છૂટી થોભણજી ઢળી પડયો.

આજુબાજુથી એકઠા થઇ ગયેલા જતે આ નિર્દોષના મૃત્યુ ઝનૂન પર આવી ચડયા. (તેઓને વહેમ 'પડયો કે બહારવટીયાએ મારવાનો જશ ખાટવા માટે જાણી બુઝીને સુંદરે એને માર્યો.) પ જાણુના પોલિસ ઉપરીએ સહુને શાંત કરી લીધા.

[ રાવણહથ્થા વાળા નાયાબાવાઓ જુમલા ગંટનો એક રાસ નીચે મુજબ ગાય છે ]

ગંઠ કાથડના જૂમલા રે વાગડને રે'વા દે

ચાર ભાઇઓનું જોડકું જુમા
પાંચમો ભાવદ, પીર—કાંથડના૦

પડાણુ માથે ગંઢડા નીકળ્યા
લીધી વાગડની વાટ—કાંથડના૦

ઘોડવે ચડતા ખાનને માર્યો
હમીરીએ માંડ્યો હાથ—કાંથડના૦

પ્રાગવડ ભાંગી પટલને માર્યો
ચોરે ખોડ્યાં નિશાણ—કાંથડના૦

ઝંડીયો ડુંગર ઘોડલે ચડ્યો
ઘણાંનો કાઢ્યો ઘાણ—કાંથડના૦

અંજારની સડકે સાધુ જમાડયા
ઓલો જૂસાની જે—કાંથડના૦

પગમાં તોડો હાથમાં નેજો
ભાવદી ભેળો થાય—કાંથડના૦

મીયાણા વાલા મોવરનું બારવટું કોઇ રાજ તરફનાં અન્યાય ....
નહોતું થયું, પણ ઓરતોની લંપટતાથી જ પરિણમ્યું હતું. વાલો
...ઓ કરતો, અને ચોરીના સાહસમાં જ એનો એક હાથ ઠુંઠો થયો
એ વાત પણ ચોક્કસ છે.



# વાલો નામોરી

નામોરીનો નર છે વંકો
રે વાલા ! તારો દેશમાં ડંકો.

ફુંજવાળાનું ગામ તેં ભાંગ્યું ને ફોજું ચડીયું હજાર
ઉટ ઘોડાં તો આડાં રે દીધાં ધીંગાણું દીધું ધરાર
—નામોરીનો૦

વાગડ દેશથી ઉતર્યો વાલો, આવ્યો હરિપર ગામ
ડુંગર મોવરને જીવતો ઝાલ્યો, હૈયામાં રહી ગઈ હામ
—નામોરીનો૦

જસાપરામાં સો જાંગીના દીધા, આવ્યા સુળીપર ગામ;
ઓચીંતાના આવી ભરાણા મરાણો મામદ જામ
—નામોરીનો૦

ખરે બપોરે પરિયાણુ કીધાં ને ભાગ્યું લાખણપર ગામ;
વાંકાનેરની વારૂ ચડિયુ, નો'તો ભેળો મામદ જામ
—નામોરીનો૦

માળીએ તારૂ બેસાણુ વાલા કારજડું તારૂ ગામ,
ટોપી વાળાને તેં જ - ઉડાવ્યો કોઠાવાળાને કલામ
—નામોરીનો૦

મુંબઇ સરકારે તાર કીધા ને ફોજું ચડીયું હજાર;
નાખ્યું બધુંકું ધુશકે છુટે તોય હાલ્યો તું ધરાર
—નામોરીનો૦

વાલો મોવર જોટો છાતીએ લેવા સાતસો ક્રમ પર જાય;
રંગ છે તારાં માતપિતાને અમર નામ કહેવાય
—નામોરીનો૦

નથી લીધો તારો ઢીંગલો વાલા નથી લીધું તારૂં દામ;
ભાવલે કોળીએ રાસડો ગાયો, રાખ્યું નવ ખંડ નામ
—નામોરીનો૦